# માજદયસ્ની મોનાજાત."

યાને

## ૩૩ ફીરેસ્તાઓનું પ્રાબલ્ય.



કર્તા—" હુરમીસ."

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ
કૅપટન પ્રિંટીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ,
મુંબઈમાં મી૦ મેહરજી બેહરામજી મીઠાઇવાલાએ છાપ્યું
છે, અને મી૦ હોરમસજી શેરાબજી મીસ્ત્રીએ
દીસોઝા બીલદીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઈ
મધે પોતાને માટે પ્રગટ કીધું.

# માજદયસ્નની મોનાજાત



રચનાર — "હરમીસ."

હોરમસજી સોરાબજી મીસ્ત્રી,

"મિનોઇ મજાહ"—મધુરિકા—"ક્રિયાની કિર્તન,"
"સગન સંગિત," "રેહબરે રોશની"
"દાદારનું દાસ્તાન," "ભાવિક ભક્તિ,"
નસીબનો નાઝ યાને તકદીરનો તલેસમ,
"હિંદના દાદા"ના કર્તા.



"ડાન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.
ગોવાલ્યા તલાવ, મુંબાઇ







૧૯૧૮.

TO

# The Sacred Memory

OF

# Dr. LAWRENCE H. MILLS

WHO SPENT

The Most Precious Years of his life

in the pious endeavour

**to Enlighten the World**

**with The Sublime Teachings**

OF

# Righteous Zarathushtra.

**પાક**

સ્પિતમ જરથુસ્ત્રના

પવિત્ર, ભવ્ય, ગુણી શ્રેષ્ઠ અને અષોઇથી

પુર્ણ રીતે ભરેલા

ઉમદા, આલા અને નેક

શિક્ષણો ઉપર

જીંદગીના અમુલ્ય વખતમાં

તેજદાર, જોશદાર, અને જ્ઞાની

અજવાલુ પાદનાર

જ્ઞાની ડો. લૉરન્સ એચ. મીલ્સના

ભલા અષો રૂહની

પવિત્ર યાદમાં

આ "માજદીયસ્ની મુનાજાત"

અર્પણ કરૂં છું.

કર્તા—

**હરમીસ.**

# માઝદયસ્ની મોનાજાત

## પ્રસ્તાવના

"હરમીસ" અથવા મી૦ હોરમસજી સોરાબજી મીસ્ત્રી ફકત એક આર્ટીસ્ટ અને અચ્છા લખનારજ નથી પણ કાવ્યમંદીરના એક સેવક બી છે, અને તેથી કવિતા અને સંગીત સંબંધી કેટલાંક પુસ્તકો એમણે પ્રગટ કીધાં છે. એમનાં લખાણોમાં પાક ખુદા ઉપરની આસ્થા, કોમ અને દીન માટેની લાગણી, અને ઇન્સાનો અરસપરસ ઇન્સાફ અને ભાઇબંધીથી વર્તતાં રહે તે જોવાની આતુરતા જગેજગ નજર આવે છે. આપણા પવિત્ર ધર્મ અને તવારીખની બાબદો ઉપર પોતાની શકિતઓ રોકવાની એમને ભારી ઉમેદ છે; અને તેવી ઉમેદને અનુસરીને આ પુસ્તક રચવામાં આવ્યું છે. એ પુસ્તકમાં આવેલું લખાણ ફ્રશોગર્દ ચોપાન્યામાં આવી ગયું છે.

પુસ્તકની બાબદ જરથોસ્તીઓમાં જેઓ "તેત્રીસ ફરેશ્તાઓ" તરીકે જણાયળાં છે તેમની કીર્તિનાં ગાયનો છે. એ ગાયનોનો ભાવાર્થ એ કહેવાતા "ફરેસ્તાઓ"ની સેતાયશમાં લખાયલા ફારસી વિષયો ઉપરથી લેવામાં આવ્યો છે, અને એ ફારસી વિષયોની મતલબ સમજવામાં કર્તાને મી૦ ફીરોઝ શાપુરજી મસાનીએ મદદ આપી છે.

એ કહેવાતા "ફરેસ્તાઓ" વિષે આપણામાં એવી માન્યતા છે કે તેઓમાંના એક સીવાય સઘળાં હોરમઝદ અને ઇન્સાનની વચ્ચેનો દરજ્જો ભોગવતી હસ્તિઓ છે. ફરેસ્તાઓની હસ્તિને બીજા ધર્મોએ સ્પષ્ટ રીતે સ્વીકારી છે તેમાં કાંઈ બી શક નથી. પણ જરથોસ્તી ધર્મમાં તેવીજ માન્યતા ખરેખર છે કે તે બીના તદનજ શક વગરની નથીજ. ઇન્સાનોના દરજ્જાનાંજ પણ આપણાથી ઘણાં આગળ વધી ગએલાં રૂઆનો હાલ હસ્તિમાં હોય અને તેઓ આપણી મદદ માટે અણદીઠ રીતે આ દુન્યામાં ફરતાં રહે તે આપણે વગર આંચકીએ માની શકીએ. પણ જે શકિતઓ કે સ્થીતિઓને ઉત્તમતા દર્શાવતાં ગુણવાચક નામોએ પીછાનવામાં આવેલી હોય તેઓ તો એવાં રૂવાનોમાનાં કોઇ હોઈ નહિ શકે એવું તો આપણી સાધારણ અકલ બી સમજી લે એમ છે. એવાં ઉચ તબકકે ચઢેલાં રૂવાનો તો જેમને આપણ ફરોહરો તરીકે સમજીએ છીએ તેઓમાંજ સમાવાં જોઇએ અને તેથી તેઓ મજકુર કહેવાતા "ફરેશતાઓ"થી તો જુદાંજ હોવાં જોઇએ એમ સમજવું મુશ્કેલ નહિ જણાશે.

એ કહેવાતા "ફરેસ્તાઓ"માનાં પહેલા સાત તો જેઓને આપણે "અમેષ સ્પેન્ત" તરીકે ઓળખીએ છીએ તેઓજ છે અને

તેઓ પાક ખુદાની પોતાનીજ સાત મુખ્ય શકિતઓ અને સ્થીતિઓ છે તે તો ઘણે દરજ્જે હવે સ્વીકારાયલું છે. અહુરમઝદા યાને "મહાજ્ઞાની ખુદા," વોહુમનો યાને "રૂડું મન," અષ વહિશ્ત યાને "સર્વોત્તમ અશોઇ," ક્ષથ્ર વઈર્ય યાને "રૂડી ઇચ્છા બર લાવતી મહા શકિત," સ્પેન્ત આરમઇતિ યાને "અશોઈ માટેની સંપુર્ણ મતિ," હઉર્વતાત યાને "સર્વતા," અને અમૃતાત યાને "અમર્ગી" એ તો ખુદ પાક ખુદાનાજ મહા ગુણો અને શકતિઓ દર્શાવે છે તેમાં કોઇપણ સંદેહ લાવી સકે એમ નથી, કેમકે જો ખુદામાં છે તેવીજ સંપુર્ણતા તેનાથી અલ્લગ છે એમ માનવામાં આવે તો તેવી માન્યતામા અને અનેક ખુદાની માન્યતામા કાંઇબી ફરક રહે નહિ. અને જે સંપુર્ણ ગુણ પાક ખુદામાં હસ્તિ ધરાવતોજ છે તે તેનાથી અલ્લગ હસ્તિ ધરાવે છે એવું માનવાની શું જરૂર છે તે આપણે સમજી શકીએ એમ નથી.

એ સાત મુખ્ય હાલતોમાંની કોઇમાં સમાએલી, પણ વધુ સ્પષ્ટ રીતે પીછાનવામા આવેલી, હાલતને "યઝદ" નામે ઓળખવામાં આવે છે. "આદર" તે પાક ખુદાનુંજ રોશન દર્શન છે એમ આપણ માનીએ છીએ. એમ જો નહિ માનીએ અને તેને ખુદાથી અલ્લગ શકિત માનીએ તો પછી આપણ ખરખરજ "આતશ પરસ્ત" પ્રજા ઠરીએ. "આવાં" એ ઓરહના પવિત્ર પ્રવાહો દર્શાવે છે. એ પ્રવાહો "હુકઇર્યે" યાને "રૂડી કરણી"માંથી વહે છે અને "વોઉરૂ કષ" યાને "વિશ્વ આકર્ષણ" તરફ પોતાનો માર્ગ લે છે. સંપુર્ણ "રૂડી કરણી" ખુદ પાક ખુદામાંજ છે અને "વિશ્વ આકર્ષણ" ખુદાથીજ થાયછે તે સમજવું બીકટ નહિ જણાશે.

એવીજ તપાસ બીજા યઝદો વગેરેને લાગુ પાડી શકાશે અને તેથી કહેવાતા "તેત્રીસ ફરેશ્તા"ઓની માન્યતા એક ખુદાની માન્યતાની આડે આવતી માનવી જોઇતી નથી. મગર તે એકજ ખુદાની માન્યતાને વધુ બહોળા રૂપમા દર્શાવતી માન્યતા છે એમ સમજી લેવું જોઇએ.

એ મુનાજાતોમાં મીં૰ હોરમસજીએ પોતાનો ભકિતભાવ ઘણો ઉંચ રીતે દર્શાવ્યો છે તે કોઇપણ બરાબર સમજીને અને રાસ્ત ઢબે વાંચનાર જોઇ શકશે. આપણે એવીજ દોઆ ગુજારીયે કે એ ગૃહસ્થની આત્મદ્રષ્ટિ સત્યને હજી વધુ ઉંડાણથી પીછાણતી થાય અને મહા સત્યની સેતાયશને એથીબી વધતી આસ્થા અને અસરથી દર્શાવી શકે !

સોહરાબ જમશેદજી બલસારા

# પ્રથમ બે બોલ.

ઇનસાન જાતને, જુઠા સામે સચ્ચાઈ માટે, ખોટાં સામે ખરા માટે, બુરાં સામે ભલાં માટે લડવાને જે મજબુત હથિયાર બક્ષવામાં આવ્યું છે, તે ધર્મ છે. ધર્મની સમજથી ફ્રવષીને મિનોઇના મનોહર મન્દિરમાં મેળવાઇ શકાય છે ધર્મથીજ, ન્યાય, દયા, મયા અને આદી ઉત્તમ ગુણોનો વધારો થઇ શકાય છે. ધર્મથીજ, પાક અહુરા મઝદાની તમામ પેયદાશોની ખુબી ગાઈ શકયે છીયે. જ્યારે મનુષ્યમાં, તમામ ખાસીયતો જન્મથીજ પાચન થયલી છે, અને મનુષ્ય જેમ ચાહે તેવી વલણ લઇ શકે છે, પણ તેમા સિધ્ધો રસ્તો, યાને રારતીનો રાહ લેવાની જ્યારે મતલબ્જ હોય છે, ત્યારેજ તે ધર્મનો દાઝ ધરાવતો હોવોજ જોઈએ, એમ સહેલાઇથી સમજાઈ શકાય છે. આપણે જાનવરો માહેથી થોડાક ગુણો હાલમાં ટાંકી, તે ઉપર મન્ન કરીશું, તેઓ માહેલી ખાસી યતોથી મનુષ્ય પુરતું વાકેફ્જ છે. એક સિંહ જેવો હિમ્મતવાન તત્ત્વ, મનુષ્યમાં છે, તેમજ વાઘના જેવો હિચકારો અવતાર પણ છે, તેમજ ગરીબ બકરા જેવો અવતાર પણ છે. આગળ વધી તપાસ કરોશું તો, સાપ, નોળિઆં અને કોહલાં જેવા આદી ગુણો પણ તેમાં છે, પણ એ બધા ગુણો, મનુષ્ય વાપડતો નથી, કારણકે, તેમાં વાચા, વાણી, સમજ શકિત, અને ધર્મનાં ગુણો પ્રબળ થયેલા છે, તેટલાજ માટે તે પ્રાણી માત્રના વર્ગથી, ઉંચ પ્રાણીના વર્ગમા સમાય છે, કારણકે તે ધર્મ જાણે છે, માને છે, અને તે પ્રમાણે ચાલે છે, તેથીજ તે મનુષ્ય કેહેવાય છે. ધર્મ સમજવાનુ જ્ઞાન, જ્યારે દર્શક થાય છે, ત્યારે સાદી સમજથી, હુમત, હુખ્ત અને હુવરસ્તથી પોતાનું કામ શરૂ કરવાનુ પેહલુ પગઠીયું ભરે છે, અને તેજ હુમત હુખ્ત, અને હુવરસ્તથી, પોતાની શકિતઓ ખિલવતો રહી, ફ્રવષીને ઉચા ભાન તરફ લઇ જાય છે. જ્યારે ક્રોધથી, કપટ, અને અદે ખાઈથી, પોતાના તનના છિંદ્રે છિંદ્રેને ખતાસદાર બનાવી, પોતાની દેહ બિગાડે છે, ત્યારે, ધર્મ, પ્રેમ મયા, સહનશિળતાથી પોતાના તન અને મનને શાન્તિ આપી, દાદારના નિમેલા અને ફરમાવેલાં ઉંચ પ્રકારના, મનુષ્યને સુખ આપનારાં તથા મિનોઈમાં પુગવાના કાર્યો કરે છે, મનુષ્યને એકજ જગ્યાં ઉપર સ્થિર પડી રહેવું યા પાછળ હઠવું, યાને ખોટું કામ કરવું, આગળ વધવું, યાને ભલાઇના, નેકીના, ઇનસાફના, પરોકારનાં કાર્યો કરવા, એ તેનાજ હાથમાં છે, જેના આગળ વધવાનો ઉતમ આસરો, ફકત ધર્મથીજ મળી શકે, જે માટે પાક સ્પિતામાં જરથુસ્ત્રએ આપણને ભિન્ન ભિન્ન પાઠો શિખાડયા છે.

હાલમાં, આ પ્રગટ થયેલુ મ્હારૂં દશમું પુસ્તક, મ્હારી **"માઝદીયસ્નીની મોનાજાત,"** જેમા ત્રેત્રીશ ફીરેશ્તાઓનુ પ્રારંભ, અને પ્રાબલ્ય આપ્યું છે, તે દરેક રોજ પ્રમાણે વાંચવા માટે, તેમા મોનાજાત રૂપે ખ્યાલત આપીછે, અને તે સાથે, તેનો સાદો અર્થ પણ વાંચવા માટે સાથે છાપ્યો છે, જે દરરોજની તમારી ઝંદ અવસ્થાની બંદગો માહેથી ફારેગ થતા, જોઇ જવા નમ્રપુર્વક અરજ કરવામાં આવી છે.

ઝંદ અવસ્થાનો કશોબી અભ્યાસ ન હોવાથી, એ દરેક રોજ, યાને ફીરેસ્તાઓના પ્રાબલ્યનો પ્રારંભનો અસલ ભાવ, પ્રિય મિત્ર, ફીરોજ શાપુરજી મસાની એમ. એ. એલ. એલ. બી. એ અમોને લખી મોકળાવ્યો હતો, જે ઉપરથી આ ચોપડીમાં સમાવેલી લીટીઓ લખી, મ્હારી પ્રિય પારસી જરથોસ્તી કોમના નર અને નારીઓ સમક્ષ ધરવા હું અરજ કરૂં છું, અને એમ ધરતાં, સાથે ઉમેરો કરૂ છું કે, ગમે તેમ ધારો, છતાં, આપણી શકિત હમેશ અદના કહેવાય. આપણી શકિત પ્રમાણેજ આપણે કરી શકીયે છીયે, અને જેમ જેમ આગળ વધીયે છીયે, તેમ તેમ શકિતના ખિલવાથી, આપણે વધુ સારૂ સમજી શકયે છીયે, જેથી આ સામન્ય શકિતથી લખાયેલો લેખ, કૃપા દૃષ્ટિથી લેખવામાં આવશે. આ આખો લેખ, ફકત તેના સાદા અર્થ સિવાય, ફ્બોગર્દ જેવા ત્રીમાસીક ધાર્મીક અને રવાનની મામીંક બાબદોથી ભરેલો છપાઈ પ્રગટ થાય છે, તેમા, ત્રણ તબકકે આવી ગયેલો હતો, અને હાલમા, તે પુસ્તક રૂપે જાળવવા, એક ભલા પારસી જરથોસ્તી બાનુએ, તથા ગ્રહસ્થે, ઘણીક નકલો ખરીદ કરવાના હોવાથી, અમને છપાવવા આગ્રહ કરવાથી, તે છપાવી પ્રગટ કરવામાં, મ્હને સ્હાયતા મળી છે.

આ લેખ, ફ્બોગર્દના છેલા અંકમાં પુરો છપાઈ પ્રગટ થઇ નિકળવાને થોડાજ દિવસમાં, તે પુસ્તક રૂપે જાળવવા માટેનો આગ્રહ થવાથી, હું એમજ લેખુછુ કે, તે તેત્રીસ ફીરેસતાઓની ભલી દુવાથીજ, મ્હને દાદ મળી હોયને! યાને મ્હારૂ કામ ફળીભુત થવા, મ્હને મ્હારી મહેનતનો બદલોજ મળ્યો હોયને. એથી હું ભાર મુકી, સર્વ પારસી જરથોસ્તી કોમને, સમજાવવાજ માગણી કરૂ છું કે, ધર્મ ઉપરની આસ્થાજ, તથા તે ઉપરનું તમારૂં ઝેન, તમોને અનદીઠા સુખોની નવાજેશ કરશે. તે સુખ વાડી ગાડીનુ નથી, ચાકર નોકરનું નથી, ધનમાલ મીલકતનું નથી, પણ મનની શકિતનુ સુખ અર્પણ થશે.

ડોકટર મીલ્સ જેવા વિધ્વાન નર, કે જે મરહુમે, પોતાની જીંદગીનો મોટો ભાગ જરથોસ્તી ધર્મની બુલંદી શોધવા પાછળ રોકયો હતો, અને જેમની ખંતીલી

મદદથી, ધર્મ ઉપર ઘણીજ શોશની મેળવાઇ છે, તેમને આ પુસ્તક અર્પણ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે તેમ કરવાથી, એક તો ભલા નરનું આપણા ઉપર મોટું કરજ હતુ, જે પાછુ પુરેપુરૂ નહી તો થોડુકબી વાલવાની આપણી ફરજ તે એક બાનુએ છપાવવા આગ્રહ કરી વાળી છે, અને ત્રીજુએ કે મ્હારી ગરજ સચવાઇ છે, કે જેથી એક લેખકનો, અદના લેખ, છુટા પુસ્તકમા પ્રગટ થઇ અજવાળુ જોવા પામ્યો છે.

આ બે બોલ સમાપ્ત કરતા ફરી એકવાર, હાથજોડી ક્ષમા ચાહુ છું કે, એમાં કાંઈ ભુલભાલ થઇ હશે, તે નમ્ર રીતે ચલાવી લઈ ઉપકાર કરશો. જેમને કાંઇ ભાવતું થશે તેનો તો ઉપકારજ રહેશે, પણ જેમને, કાઇ ઘણુંજ બારીક શોધવાનું મન થતુ હશે, તેઓને મ્હારી અરજ છે કે, તેઓએ હમેશ માની લેવુ, કે હું એક અદના લેખક છું અને માન્ય રાખવું કે, જેવી "મતિ તેવી ગતી" કે જે મતિ મ્હારી ગતિને એવુંજ આત્મિક શિક્ષણ દીયે છે, કે દુશમન અને દોસ્ત, મ્હારે મન સરખાજ છે, જ્યારે દોસ્તની સેવા કરવા મ્હારી કાળજી રહે છે, ત્યારે દુશમન તરફથી મ્હારા આત્માને ખિલવતો માર્ગ મળતોજ જાયે છે. જેઓ ધીરજથી વિચારશે, તેઓને માલમ પડશે કે, આ સઘળી લીટીઓ, તેઓ માલકોશ રાગમાં ગાઇ શકશે. અલબત તેમા શબ્દો, માત્રામાં, બે યા કેટલીવાર, એક માત્રાને લાંબી કરવાથી તેમ કરી શકશે, તે ગમે એવુ બી કહેવાશે, તોયે ભવાં ચઢાવી અમસ્થુ વાંચવા કરતા સંગીતના સરોદમાં મધુરજ લાગશે.

આ પુસ્તક ખોરશેદ ઇઝદ યાને પાક રિપતામા જરથોસ્ત્રના મરણ દીને બહાર પાડવાની મ્હારી મોજ પાક અહુરાએ પુરી પાડી, અને તેને વેળાસર અમલમાં મેળવી આપનારે મદદ કરી કે, દિવસ જે મ્હારા વ્હાલા ચેરાગ ખોરશેદનો જન્મ દિવસ હતો, તે માટે હઝારો શુક્ર દાદાર ત્હારા !

છેવટે એવો ઉદગાર કાઢી ખતમ કરી રજા ચાહું છું કે, જેઓએ મ્હારા પુસ્તકોને દરેક રીતે આશરો આપી મ્હારી મરજ સાચવી છે, તેઓનો, ખરા અંતકરણથી આભાર માન્ય કરૂં છું.

આરટીસ્ટ ડોન સ્ટુડીયો
ગોવાલ્યા ટેન્ક
મુંબઇ.

સદા તાબેદાર,
"હરમીસ."

# કર્તાનાં બીજાં પુસ્તકો.



"મિનોઇ મઝાહ–" (પાક અષો જરથુસ્ત્ર તથા અહુરા મજદાની ભકિતભાવના ગાયનો નોટેશન સાથે) કીમત આના ૪

"મધુરિકા–" (યાને સુબોધ સગિતની રંગીત રચના તરજુમો સાથે) કીમત આના ૧૨

"કયાની કિર્તન"– કીમત આના ૪

"સગન સંગિત"–(નવજોત, "લગતના સર્વે સગન, વરસ ગાંઠ તથા સુભ પ્રસંગના ગાયનો)–નોટેશન સાથે–કીમત ૬

"રેહબરે રોશની"–(અષો જરથુસ્ત્રનું જન્મ વૃત્તાંત, બેત તથા સંગિત–નોટેશન સાથે) કીમત આના ૮

"દાદારનું દાસ્તાન" ... ... કીમત આના ૨

"ભાવિક ભકિત" ... ... કીમત આના ૮

"મધૂરિકા" ના થોડાંક ગાયનોની નોટેશનો "સગન સંગિત" તથા "રેહબરે રોશની" માંથી મલશે.

"નસીબનો નાઝ" (કપડાંની બાઇન્ડીંગ) રૂ. ૨
( કાગલની ’ ) રૂ. ૧॥

"હિંદના દેશ ભકત દાદા" ... ... ...
તૈયાર થાય છે.

"મોહન મહાલ" યાને "સંસાર કે સ્વપ્ન સિંગાર"
અને "સંજાણનું સરજત"

ચોપડીઓ મેળવવાનું ઠેકાણું—"ડોન" ફોટોગ્રાફીક સ્તુડયો, ગોવાલ્યા ટેંક રોડ, મુંબાઇ, તથા

મેશર્સ જાંહગીર કરાણીના છોકરાઓ, મી○ મુકાદમ ત્રીપાઠી, ડી. લક્ષ્મીદાસ બુકસેલરો તથા નશરવાનજી નવા ઘોબીતલાવ, તથા ઇન્ડયન બુક ડીપો, મેડો સ્ત્રીત, મુંબઇ.

# પ્રથમ પાક પરવરદેગારનો પ્રારંભ.

ઓ પાક અહુરામઝદા, કે જેને હું, યાં, કોઇ જોઈ શકતું, નથી, તેને મ્હારા હઝારો હઝાર નમન દુવા પુગો! હું કે જે ત્હારા વિસ્તારમાં એક રજ માત્ર છું, તે, ત્હારી બહુજ બોહોળી શક્તિ કેમ ખ્યાલી શકીશ, ભક્તિ કેમ પાળી શકીશ? ત્હારી અપાર ગતિને મ્હારી અદના મતિ, ફક્ત, જન્મથી શિખવવામાં આવેલા વચનો સિવાય વધુ જાણી શક્તિ નથી. બાળપણથી, તું એક મહાન, એક સર્વ શક્તિવાન, એક મ્હાજ્ઞાની છે, જેનો કોઇ હરીફ નથી, એવા બોધમાં કોમળ મનને મઢી રાખ્યું છે, તે સિવાય, ત્હારા માટે હું કોઈને કશું સમજાવવા શક્તિમાન નથી, પણ આટલું તો રોજ મ્હારા આગળ વધતાં આયુશ સાથ ખ્યાલ કરી શકું છું, કે કંઇ પણ ચિજ તું વગર હોઇ શકેજ નહી. તેઓમાં તું, અને તુંમાંજ તેઓ સઘળા છે, હતાં અને રહેશે. મૃત્ય માનું તો ત્હારામાં મરીશ, જીવન માનું, તો ત્હારામાંજ જીવીશ. દુખ માનીશ, તો ત્હારીજ સાથમાં, સુખ માનીશ તો ત્હારીજ આસમાં. બુધ્ધિ અને બળ કળ, અને કળા સઉ તુંથીજ છે, ઉત્તમ કરીશ, તોએ ત્હારી પાસે, ઉલટું કરીશ, તો સુધારનાર પણ તું જે ઓ પિતા અહુરામઝદા! તુંને મ્હારા હઝારો હઝારો નમન!

નથી જો હું પાપી—તું—તારનાર કહેવાય કેમ!
નથી જો હું મરનાર—તું—મારનાર કહેવાય કેમ!
નથી જો તુંજ આસ—તો—દુખો સહેવાય કેમ!
નથી જો, રજ સાંસ—તું અપાર કહેવાય કેમ!

તુંએ, ઓ બાપ, જ્યારે ન ખ્યાલી શકાય એવા જમાનાઓ સુધી, અનેકના કાર્યો અને કામોના ભેદ, ત્હારી પાસેજ રહેવા દીધા છે, ત્યારે અમો કે જેઓ ત્હારી આગળ કમતરીન રજ સમાન, રજના પણ રજ સમાન છઇયે, તેઓ થોડું જાણી, ગજના ગજ સમાન, બીજાઓ સાથે હિર્ષથી અદેખાઇથી, વર્તણુ કરીયે છીયે, તો તે એકલુંજ, ત્હારી મસ મોટી મોટાઇ, અને આળા શાનને સાબેત કરનાર છે. અમારા રવાનને, ફ્રવષીને વૃધ્ધિ આપનાર બાપ તુંજ છે, હતો અને રહેશે, એવું હું મઝદીયસ્નની દીનનો પાળનાર જરથોસ્તી, કબુલ કરૂં છું-માન્ય કરૂં છું અને તે ઉપર ચાલવા તૈયાર છું અને રહીશ.

# પાક અહુરમજદ!

# માજદીસ્ની મોનાજાત યાને

# ૩૩ ફરેસ્તાઓનું પ્રાબલ્ય અને ભેદી પ્રારંભ.

## પ્રથમ બે બોલ.

મનુષ્ય જાતની મોટી વયની ખાસ ખિલવણીનો આધાર બાલ્ય અવસ્થા ઉપરથીજ **રહે** છે, જેથી સ્તુત્ય છે કે નાનાં બાળકોને અતિ સંભાળ, અને દેખરેખ તળે રાખવાની 'એકલી ફરજ' માબાપની પોતાનીજ છે, જે ફરજનું કરજ બજાવવામાં પહેલી ગરજ, તેઓને, પોતાનાં પ્રેમાળ બાળકોનાં કુમળાં મગજ ઉપર **અહુરમઝદ અને તેની નજદીકની થોડીક મહાન પેદાયશો** ઉપર ખ્યાલ દોડાવવાનું છે, **જેની રૂડી અને ગુણી** શુરૂઆત**થી**, કોમળ વય ઉપર પહેલાં ઉંડો અને ગુણકારી ખ્યાલ હર કાળ, તેઓની મગજ શકિત, તે ઉપર તાજી રાખે છે અને બાલ્યવયથી **ભકિતભાવ ધરાવતું નાનકડું હૈડું** ધીમે ધીમે તેના **પેદા કરનાર પાક અહુરા મજદા** તરફના માન માટે, તલપતું રહે છે, જેથી **"નેકી અને નર્મીનો,"** નમન ભરેલો ભાવ તેઓનાં મગજ ઉપર તાજો રહેવાથી, અહુરમજદ તથા તેની પેદા કરેલી મહાન સૃષ્ટિ–રચના તરફ સદા ઢળતો રહે છે. માટે આ બાલ્ય–અવસ્થાથીજ દીપેલો પાક ભવિષ્યમાં રૂડાં પરિણામ લાવશેજ, જેવો ભાવ, આ સાથ મોનાજાત રૂપે દરેક રોજની ખુબી સાથ આદર કર્યો છે, જે ઉપર વાંચનારનું લક્ષ ખેંચવાની રજા લઉં છું. આવી મોનાજાત ગાવાથી આ કલમ કાંઇ એમ કહેતીજ નથી, કે અવસ્તા ભણતરના કલામો ન ભણવા! જરૂરજ ભણવા, પણ ઘડી બે ઘડી, સાદી એબારતમાં જો રાહત મળતી હોય, તો મનન કરવા કાંઇબી અર્થસુચકજ કહેવાશે. આવાં એક કામ, તથા મોનાજાત બનાવવા માટે મ્હારા પ્રિય મિત્ર ફીરોજ શા. મસાનીએ, દરેક રોજનાં નામ તથા તેના ગુણી ભાવો, અસલ ફારસી ઉપરથી ઉતારી આપવાની કૃપાથીજ, મોનાજાત રૂપે લખી શકયો છું.

તે પાક અહુરમજદ મ્હને મ્હારી આ ફરજમાં મદદ આપે, એટલુંજ ખ્યાલી આગળ વધું છું.

## પાક પરવરદેગારની સીફતમાં

### પ્રથમ-બે બોલ-( બયત. )

**નમું** પાક અહુરા, ઓ **મજદા** તુંને
નમું ત્હારા જગને ને આકાશને.
નમું પહાડ પાણી ને—તારાઓને
નમું સારી ખલકત—સેતારાઓને.
નમું ત્હારા આતપને વારવાર
નિકળે ખરેખર ખુબીવંત સાર
નમુ જોઇ ખુરશીદની—હું ઝળક."
નમું **મહાબોખ્તારને** હું પલક.
નમું ત્હારી સઘળી પેયદાશોને
નમું સર ઝુંકાવી સીફાયતોને.
નમું, જે દીધો તુંએ—" જરથુસ્ત્રને "
નમું હું, સબકતા તુંજ પુલને
ભલા એ સપુતે—તો યાદી ભરી
ખુબી જણાવવાને રંજો ધરી.
" ભલી દીન "—આપી, અમોને ખરી,
સુખનીજ વાતો છે એમાં ભરી.
ઝળકતો ચળકતો પ્રકાશિત તું !
કાયદો ગેતિનો ધરનાર તું !
રજમાં ને રજકણુ ને પહાડો એ તું !
પાણી પવનમાં ને ઝાડોએ તું !
નમું હું ફરીથી અરે અહુરા !
અમારા કરમપર નિગેહબાન થા !

### દાદાર અહુરમઝદ ! રોજ પહેલો.

ભલાઇનો વધારો તું કરનાર બાપ !
રાખે તું સઘળેજ, જોર સાથ માપ.
બધાથી તું મોટો અને બળવંત
અજબ છે ગતિ ત્હારી, તું કળવંત !

ડહાપણ અને જ્ઞાનમાં એક છે,
જાણે બધું જે, તે તું, નેક છે.
ગમે તે કરે, તુંજ મરજીને સર,
પેદા કીધું તેં બધું જહાનપર.
સંભાળ અને સ્હાય તુંજ એક લે,
મ્હને તું પોતાનો ઠરવાજ દે.
અતિ તુંજ ઉપકાર છે મુંજ સીર,
તુંથીજ હિમ્મત, તુંથીજ ધીર !
ઝળકતો, ચળકતો પ્રકાશિત તું,
ભલા કાયદાનો બી માહીર તું !
નમું હું, નમું હું, અરે શેહરીયાર !
મ્હારોજ તું એક પરવરદીગાર !

ઓ બાપ પાક અહુરમઝદા ! તું ભલાઇનો વધારનાર, શક્તિનો આપનાર, ડહાપણ અને મિનોઇ જ્ઞાનમા વૃદ્ધિ દેનાર, છે. તું સિવાય કોઇને હું નમતો નથી. ત્હારી, ન ખ્યાલી સકાય એવી ઝલેહ, ચળક અને જોશ. મ્હારી ફ્રવષીને બેમાલમ હોશ આપી, મ્હારા જ્ઞાનમાં વધારો દીયે છે. મ્હારી હિમ્મત, ત્હારૂંજ બળ છે. મ્હારી ધીરજ, ત્હારીજ કળ છે. મ્હારી મરજી ત્હારીજ ખુશી છે. મ્હારા રગેરગમાં, મ્હારા બદનના છિંદ્રે છિંદ્રે, ત્હારોજ શ્વાસ છે, જે મ્હારા સાંસ, યાને દમને આસ આપતો રહે છે. ઓ પાક પિતા, આખેરીમાં ત્હારી નજદીક આવવા માટે તું મ્હને, ખ્યાલ, હોંશ અને જોશ આપ !

## "બેહમન અમશાસ્પંદ." રોજ બીજો.

"અરે ઓ બેહમન"—ઓ "દાનાઇ તુર" !
"અહુરાની જ્ઞાની" માં—બળવંતો પુર !
ગુરૂ તું હતો—મુંજ "જરથોસ્તનો" !
દોસ્ત તું ખરો—કુલ ગોસફંદનો.
"અહુરાએ, કીધો છે જાનવરનો દોસ્ત" !
અક્કલ દેવા કીધો બંદોબસ્ત,
જીવજંત, જાનોનો "ભરવાડ" તું !
**દાનાવો શોધે છે તુંજ જુસ્તેજુ.**
તુંને રહેબરી દીન માટે દીધી,
મુલાકાત "સ્પિતામે" ત્હારી લીધી,

લખ્ખો પાઠ—શિખ્યા "સ્પિતામા" તુંથી,
"જીવની દયાની" બી નસીહત તુંથી."
સમજાવ્યું———"જીવરક્ષાને" કાજ,
**"શિખાડયા છે સંપ" ને સબકોના સાજ!**
વળી તુંમા નરમાશ, ભલા કુલ વિચાર
જીવ જેઓ રક્ષે તેનો તું યાર!
પ્રથમે અમુને "**હુમત**" આપ્યો,
"**હુખ્ત હુવરશતનો**" ભરમ ચાપ્યો.
દીધો બોધ જેમાં "**ન જુઠ બોલવું**"
અબોઇના કલામેજ મુખ ખોલવું.
નમું "મ્હારા બેહમન"—તુંને સદ વાર!
**આપીરે અક્કલ, ઓ "માયાળુ યાર"!**
સલાહ સંપ દેનાર બેહમન યાર!
તુંજનો ભલો છે ખરેખર વિચાર!
નરમાશ ત્હારૂંજ છે ખાસ બળ,
તુંમાં ભરી છે રે જ્ઞાનીજ કળ.
શિખવી તુંએ છે ભલી આએ દીન,
ખુબીથી ભરેલું છે ત્હારૂં યકીન.
નથી તુંમાં ગુસ્સો—ને કીનો કપટ,
રાખે ભલાંનીજ તું ચટપટ.
અનેક ગોસ્પંદો પળે છે ખરે,
તેઓ ઉપર મહેરબાની ધરે.
તું કુરતાથી, બચાવે બહુ,
સાથે મયા, ને દયાબી બહુ,
જ્ઞાન સાથ અક્કલ બક્ષનાર તું,
બુરા વિચારોને મારનાર તું!
જીવનની મોરાદો ફળે તુંજથી
ત્હારા જેવો કોઇ દોસ્ત હયાં નથી.—

**બેહમન અમસાસપંદ! ઓ પાક અહુરાના સાથી! ત્હારી ન્યારી અને આળાશાનથી મ્હારૂં બુદ્ધિ બળ, પળ પળ ટકી શકે છે. જીવ અને જંતોનો તું ખરેખરો બેરખ્વાહ છે. ત્હારાથીજ તેઓનું પોષણ છે. જ્ઞાનીઓની અક્કલ, પ્રથમથીજ ત્હારા હાથમાં**

મવક્કલ કરી છે. અમારા સ્પિતામા જરથુસ્ત્રાને, પ્રથમથીજ જ્ઞાન, વહેવારૂ, તેમજ આત્મિક બળનું જ્ઞાન, તુંએજ આપ્યું. તુંને પાક પિતા અહુરાનો, પ્રધાન કહું તો કાંઇ પુરતું નથી. તુ મ્હને ભલું મન, ભલી શકિત, અને ભલી વાણી બક્ષ ! જેથી હું તુંજને મન પસંદ વિચારી, બોલી અને અમલ કરી, પાક અહુરાને ખુશી કરૂં ! મ્હારા હમદીનોની, ગરીબોની નાતવાનોની સંભાળ લેવા જેવું સામર્થ આપ, કે અંતે મ્હારૂં રવાન ખુશનુદી મેળવી અમૃતિ ચાખે !

**"અરદીબેહેશ્ત અમશાસ્પંદ."** રોજ ત્રીજો.

પ્રકાશિત ! પ્રકાશિત ! આતશ બુલંદ !
નમાવી ઉભાં સર અમો અર્જમંદ.
"રોશન આતશ" નો પાસબાન,
અમારૂં જીવન તુંથી છે શાદમાન.
"અષોઇ ને પવિત્રાઇ" તું ખુરેહ ખરૂં,
તે યાદ હરદમ હું હૈડે ધરૂં.
દીન ને યેકીનના ઓ "તેજસ્વી શાહ" !
"ખલકતના મૂળે" છે તુંજની જગા !
કહ્યો તુંને "જરથુસ્તે, અહુરાનો પુત"
ભર્યા છે પાકીજે રંગો અખુટ.
ફરમાન અમને છે એવોજ ખાસ,
"સુગંધી સુખડ," હું ધરૂં તુંજ પાસ.
નમીને ધરૂં, **"એક સલો તુંજ સર"**
તરતજ દે છે તું ખુશબો અસર.
તને જોઈ મન મુંજ છળકાય બહુ,
"રોશન ઝળક"ની ખુબી શું હું કહું !
અહુરાએ દીધી નવાજેશ યાર
જેના વગર રહે ખરે શું રે સાર !
ઓ "આતશ" ! તું હર પજરતો રહે !
**તું મુંજ આરજુ ને તું મુંજ દેહ !**
નજર એક ચિત્ત હું તું પર ધરૂં,
**મ્હારૂં હું મન હર્ષે** ખિલતું કરૂં.
ચળકતી પેશાનીના પાકી નુરા !
"જરથુસ્ત્ર જીગર" ના ઓ પહેલા નુરા !

નમીને, નમીને, ફરી જો નમું,
"ભલા તુર" જેથી હું તુંને ગમું!
તુંજથીજ "અહુરાને" મળવાની આસ,
ભજું હું ભજું, ને ખિલે મુંજ સાંસ!
"અહુરાના રંગો" નો ભાસ આપનાર!
સદા જે ભજે-સુખ ચાખે અપાર!
અરે અરદીબેહેસ્ત, ઓ અષોઇનાજ યાર!
દુખો વિપત્તોને તું કર ઠાર!
પાસબાન તું છે રે આતશનો,
ભર્યો છે તુંમા ખુરેહ કસનો.
પરહેજગારી તુંમાં ભરી છે ખરી,
ભલી જીંદગીમાં તુંએ જોશ ભરી,
અંધકારને તું તો દાબીજ દે!
દરૂજોને મારીને બાળીજ દે!
ફાયદો છે તુંથીજ સઘને ખરે,
સુખમાં ચલાવવાજ કાયદો ધરે,
મતિની ગતિને તું ગરમી ધરે,
તેમાં જ હર વાતે વૃદ્ધિ ભરે,
દરેક ચીજનો તું ચલાવનાર છે,
તેરવનાર ને તું બચાવનાર છે.
ઓ આતપ બુલંદ હું નમુ સદવાર
જીંદગીની કીસ્તીને તું કર પાર

પલક પલક, અજાયેબ રંગ અને રૂપ બદલી, મ્હારી ચસમોમા આનંદ, અને સુખ આપનાર, ઓ આતષ ઉપર કાયેમ થયેલા, પાક અરદીબેસ્ત સાહેબ, મ્હારા તનમાં, ત્હારા તેજસ્વી બળનો જોશ આપ! કે જેથી મ્હારી ભલી, જ્ઞાની, અને બહુજ બોહોલી મઝદીયસની દીન ઉપર, મ્હારો આત્મા જોશવંત, હોશવંત, અને ખિલતો રહે. મ્હારા આખેર થતા વખતે, તે મ્હાજ્ઞાની મ્હાબળ, સર્વ શકિતમાન પિતા અહુરા મઝદા તરફ જવાના રસ્તા ઉપરથી પસાર થવા, મ્હને તું સિવાય, કોણ મદદ કરી શકે! મ્હને, સચ્ચાઈ, પરમાણિકપણું, ધર્મ એતેકાદ, અને આસથા આપ! મ્હારી મંદ ગતિને, અતિ ચંચલ, અને ચાલાક રાખનાર તુંજ

એક મ્હાભારત શક્તિ છે જે શક્તિ માહેલી, રતિ જેટલી પણ મ્હને મળવાથી, મ્હારી મતિ ઉચ પ્રકારનીજ થશે એવી મ્હારી પુર્ણ આશા છે, તે શક્તિઓ, પાક અરદીબેસ્તશાહ, મ્હને તું બક્ષ! જેથી બહેમનથી મેળવેલી જ્ઞાની શક્તિ સાથ મ્હારી જોશવંત ધરતી, શક્તિ મળવાથી, મ્હારી ક્રવશી, સેહલથી આગળ વધે!

**શાહેરેવર અમેશાસ્પંદ.**—રોજ ચોથો.

**"મિનોઇ ગંજ"** આપે, રહેમી ઓ શાહ,
કરે સર્વે ધાતુની તું પાસબાં!
વિચાર તું દીયે છે—"અરે રાસ્ત નેક"!
તુંજનીજ "સત્તામાં"—છે "મ્હારો ટેક."
"હજારો હુન્નરમાં"" તું સામેલ કરે,
અમારા જીગરે—તું "રાસ્તી" ભરે.
**"રવાનની ખિલવણી"** છે તું બરકતે;
"અહુરમજદ ભાને" ચલાવી તું લે!
તુંજ પાઠે "જીંદગી તો ખુશતર બનેછ;"
**"ખરે તે ખજાનો"** જે મુજને ગમેછ;!
આશાની રાહત, ને સુખ આપનાર!
બુરી મુશીબતનો તું કાપનાર!
ચાલાકી દેનાર, "શાહેરેવર ઓ યાર"!
ખ્વાસો, ભલા નેક તેરવનાર;!
કરૂં સર નમાવી તુંને આફ્રીન!
નમાવું હજાર વાર સર કમતરીન!
**મુરાદો તું પાળે છે નેકીએ પુર,**
આપે છે આખેર મિનોઇનું જ નુર.

ઓ શહેરેવાર સાહેબ, તુંને સર્વે ધાતુઓ ઉપર મુખત્યાર કર્યો છે, તે સાથેજ તુંથી મિનોઇ જ્ઞાનનો ગંજ મળી શકે છે, કે જેઓ તે મેળવવા રંજ ખેંચશે. વિચાર કરવાની શક્તિ, રાસ્ત બોલવાની શક્તિ તું દીયે છે. એવું જ્યારે હું જાણું છું, ત્યારે મ્હને સદા ઉમેદ રહે છે, કે તે શક્તિઓ, તું મ્હને બક્ષે! જેની મારફતે હું મ્હારા રવાનની ખિલવણી કરવા સામર્થવાન થઇશ. મ્હારી મુશીબતોને મટાડનાર તું છે. મ્હારી આશાઓ, જો રાહત પામશે, તો ત્હારાથીજ છે, માટે મ્હને એવો ખજાનો આપ, કે

મ્હારી આખેરી સુધી તે નહિજ ખુટે કે જેમ થવાથી, મ્હારો નહી ખ્યાલી શકાય એવો રસ્તો કાપવા, હું શકિત મેળવું.

**સ્પંન્દારમદ અમશાસ્પંદ.** રોજ પાંચમો

"અહુરાએ" નેમેલા **સરદાર નેક** !
તુંથી રહયો છે "ઓરવરનો ટેક"
તું જોકે ગાયબ અને અનદીઠો !
જગમાં "લીલો બાહાર" ભરપુર કીધો,
ખિલ્યાં છે કેવાં રે, ફળ ફૂલ વાહ !
વળી **સાથે** આપે છે લહેજત મજાહ,
જનાવરને માટે દીધો ધાસચાર;
ઉગાર્યા "મીઠાં ફળ" હજારો હજાર.
નહેર સાથ નાળાંબી "તર" તો કીધા;
"અજબ રંગ" સાથે તેં રસમય કીધા.
નથી જ્યાં મનુષ્યની વસ્તી અવાજ,
ત્યાં પણ દીધાં તેં "**દરખ્ત બેનયાજ**"
કીધી કોણે, ત્યાં રે બી પાળણ જતન ?
તરાંહ તો જુદી છે "વતને વતન."
દીધાં હર તરાંહના "ખુબીવંત ઝાડ"
કહો કેમ માનવો માને રે પાડ ?
"જીવન શકિત" તેમાંબી કેવી ભરી ?
"મહાં તુંજ રચના," મહાં તો ખરી !
સંભાળ લે છે "નદી પહાડની"
કરે છે તું "રક્ષા" બધા ઝાડની.
"નમું ઓરવર" ને હું કર જોડી બાપ !
માફ કર જો કીધી કસુર સાથ કાપ.
"ભલી આ નવાજેશ" અમને ભરી,
"ફળના ખોરાક" દઇને સંભાળ કરી,
"પળે પળ" આ અહુરા તુંને યાદ કરૂં.
**"ભલી ત્હારી ભેટોથી" દિલ શાદ કરૂં.**

આ સ્પંન્દારમદ સાહેબ, કે જેને સર્વે ઓરવર, યાને ઝાડપાનો ઉપર સરદારી સોંપી છે, તેને હું હમેશ નમીશ એ

વનસ્પતિની બળીહારી, તથા લીલા પ્રહાર ત્હારાથીજ છે. એવા લીલા બહાર વગર, જીવજંતોને ખોરાક ક્યાંથી મળી શકે? હજારો ન જોવાયલા ખુણે ખુણે કોણ માલી જતન કરી શકે? એ સઘળું ત્હારીજ સંભાળને આધીન છે. એ ત્હારા ઓરવરો, હું કેવી રીતે જોઇ શકું, યા, તેમાં કેવી રીતે વૃદ્ધિનો ફેલાવો કરી શકું, તે માટેનો મ્હને કાંઇ ઇલાજ, યા રાહ બતલાવ! હું તેઓને જોઇ શકું છું, તેઓનો ખ્યાલ કરી શકું છું, તેઓથી તાજગી, અને આનંદ પોષણ જોઇ વળું છું, છતા, એક ડાંખલી હું પોતે બનાવી શકતો નથી, તેથીજ, ત્હારા માલેકની ખુબીમાં ખરેજ મ્હાન વધારો માની શકું છું. આ ભલી નવાજેશો માટે, હરખના ઉદગાર હું કાઢતો રહું એવું તું મ્હને જ્ઞાન આપ!

## ખોરદાદ અમશાસ્પંદ. રોજ ૬ ઠો.

શરીરને તું "તાકાત તેજ" આપનાર!
શાન્તિમાં નિરોગી દેહે રાખનાર!
"ખુબીભર્યા ખોરદાદ" ઓ અમશાસ્પંદ!
દુવા તમને દેયે ખરે "મનપસંદ"
"દીનને ટેકવવા દે બહાદુર કમ્મર"!
"દુખ દર્દો ટાળીને" રાખે અમ્મર.
બન "મુંજ રેહબર" જીંદગી દરમ્યાન!
"અમ્મર જીવ" સાચવવા આપે તું "સ્યાન."
"દરૂજીથી" અમને બચાવી તું રાખ!
આપ એ દેહ, રહે "આબાદ પાક"!
તમારી "સ્હાય ને મદદ" ચાખશું;
ખરેખર તે "યાદી દિલ રાખશું."
કામ આપ એવું જે "જીવ આસુડો."
રહે, ને વળી જાયે ભવથી રૂડો!
આપ "હામ" એવું—જતન કરવા,
રૂડાં કામ સિવા, બધું નારવા.
"રૂડાં કામ" થી તો "અમર્ગિ" મળે,
"યકીન સાથ" કરવા જો "મરજી" ઢળે.
વહેતું જે આબ તે સફાઇએ ધરે,
પાદીઆવ કુસ્તીને માટે ભરે—

"અરદવીસુર, અમેરતાત"નો તું શરીક!
અમારો છે તું પાસ "જીવનો જરીક"!
"અમશાસ્પંદ ઓ ખોરદાદ"! નમું વાર વાર!
**"દેહ રાખ સુખરૂપ અને તેજદાર."!**

મ્હારા તન બદનને મને બળ આપી, મ્હારી દેહેને નિરોગી રાખનાર, ઓ ખોરદાદ, હું તમને હરદમ દુવા દઇશ. મ્હારી દીન ઉપર એતેકાદ રખાવનાર, તથા તે માટે જાનફેસાનીથી લડવા, હિમ્મતવાન કમ્મર બાંધનાર તુંજ છે, અને જેથી હું અમાંગે મેળવીશ. દરૂજીથી બચાવનાર, ભવને ભલા સુખમાં ભરનાર, જીવને શાંન્તિમાં સદા રાખનાર તુંજ છે. અરદવીસુર, અને અમેરતાતનો, તો ખરોજ શરીક છે, અને અમારો જીવ તું પાસ ઘણોક જરીક છે. તું અમારા દેહેને હરદમ ખુશાલ કર! ત્હારી દુવાથી, જે શરીર અમોને તેજવંત મળશે, તેને આધારે, અમો ખરેજ, ચિન્વદ પુલ પરથી, આકેબત પસાર થઇ શકવાને શક્તિ ભોગવીશું. અને ત્હારી સહાયતાથીજ તે કામ અમો પુરૂ કરી શકીશું.

## અમરદાદ અમશાસ્પંદ. રોજ સાતમો.

"તમામ ઝાડ ઝાડી" ના પાસબાં ભલા!
દમેદમ આપે છે "**રાસ્તી સલાહ.**"
ભલાઇથી "અમર્ગિનો ભંડાર" દેછ,
અમારી તું બરદાશ, ને સંભાળ લે.
**"સખાવતનો જોશ ઉમંગ"** ભરે,
"બહેસ્તના મારગને" ખુલ્લો ધરેછ.
"ગરોથમાને ગુપ્ત રોશની" ખુલ્લી કરે,
ગરીબ ને તવંગરને એક શાન ધરે.
"રવાનને" તું લઇ જઇ "બહેસ્તે ફરે,"
"પવિત્રાઇ, નકી પે" આફ્રીન કરે.
સદગુણે વધતું છે 'બંદગીનું બળ,"
ત્હારી એ ખાસીયત—એ "ન્યારી કળ!"
ખરો બ્હાર રૂતુમા તું તો ભરે,
ત્હારૂં એ બળવાન "જોશવંત ખુરેહ."
નજર નહી પડે તોએ હાજર હમેશ,
"ખુબીવંતો ગુણવંતો" એવા છે ભેદ.

જીવોના પાસબાં "અમરતાત તું"!
હજારવાર નમું હું, હજારવાર નમું!

ખુદરતના તમામ ઝાડ અને પાનોનો તું સંભાળનાર છે. અમારી પણ તું સંભાળ લીયે છે, કે જેથી અમોને અમર્ગે મળે. સખાવત કરવા તરફ અમારા દિલમાં જોશ, જે મળે છે, તે ત્હારાથીજ છે. ગરોથમાન તરફની ગુપ્ત રોશનીનો રાહ દેખાડનાર, બેહસ્તના મુકામ, યાને જીવ આત્માની શાન્તિ અપાવનાર પણ તુંજ છે. દરેક રૂત અને મોસમનો બ્હાર બક્ષનાર, પણ તુંજ છે. અમોને તું જોકે નજરે પડતો નથી, તોએ અમોને મદદ આપવા હંમેશ તું હાજર છે, અને તેથી તુંને હઝારોહઝાર વાર નમું છું.

**દેપાદર દાદાર.** રોજ આઠમો.

દીન રાતને ઓ ઝળક આપનાર!
"**બદીના દરખ્તોના બીજ**" કાપનાર!
"જમીનની ખિલી રહી છે ચીજો" તુંથી;
"ખુબતરની ખોરેહ" બી મેળવે તુંથી.
વળી "તુંજ અકકલ" ની તારીયત કરૂં,
"રવાનો ભલાં" સાથે આંકણી ભરૂં.
"જબાન આંખ" ની તું તો બક્ષેશ કરે,
"**કયામતના દીનની**" "રોશની" ભરે.
"તાકાત, તેજ" આપે બહાદુર મીસાલ,
"મિનોઇ" જોયછ, ખરેજ ખુશખુશાલ.
**ઝળકતો, મલકતો, ફલકતો** ખરે,
**તુંજના વગર** કોણ, **દમ દિલ ભરે**!
મન તો સુખી થાયે તું નામથી!
કરૂં, ને કરૂં યાદ, તું નામની.
દરેક ચીજ જોતાં છે ત્હારીજ યાદ,
યાદીમાં જોઉં જમીન સાથ "બાદ";
વળી આસમાં ને સેતારા અનેક,
ખુર અને આબ મ્હાઓખતાર નેક,
ઝાડો ને જંતુ પવન ને હવા,
આતશ બુલંદની કરૂં વાહ! વાહ!

ત્હારા ગુણોનો હું આકાર કરૂં,
બને મુંજ સામે, એક નાર ખુબરૂ.
જ્ઞાન ને ભલી દીનનું તું રવાન,
ગુણ તુંજ ગાવાને, હું નાતવાન.
ભલાં બીજ, તોખમનો તું આપનાર,
આસાની, શક્તિ, ને નેકી દેનાર!
ભલાંનો હમેશાં વધારો ધરેછ,
ઉમીદ આપીને સુખી કરેછ.
ઓ દાવર! દાવર! બોલું હું નામ,
ખુશ થાય છે મ્હારૂં "મન" રે તમામ!

રાત અને દીનની ગતિને જોશ અને ઝળક આપનાર દેપાદર સાહેબ, હું તુંને નમું છું. જમીનની ખિલવણી, ત્હારાથી છે, તેજદાર જબાન અને આંખ. તથા કયામતના દીનની રોશની તું દીયે છે. તુ એવી તાકાત બક્ષે છે, કે મિનોઇના ખ્યાલની ખુશી મળે છે. દરેક ચિન્હો જોતાં ત્હારી યાદ આવે છે, અને મન શાદ થાય છે. જ્યારે ત્હારા સઘળા ખુબી ભરેલા ગુણોનો હું આકાર કરૂં, તો તે આકાર એક ખુબસુરત, નારીનો થાય છે—જ્ઞાન અને ભલી દીનનું ઉત્તમ સુખ અને નેક તોખમ આપનાર, તથા ભલા કામ માટેની ઉમ્મીદ આપનાર તુંજ સાહેબ છે. ત્હારૂં નામ મુખ ઉપર લેતાંજ મ્હારૂં મન ખુશાલીથી ખિલી શકે છે.

## આદર-ઇઝદ—રોજ નવમો.

બુલંદ છે દરજ્જો-બુલંદ તુંજ સ્થાન,
ખરેખર તું શાહ -ખરે પાસબાન!
પહેલો તો **આદર ખુરેહજ** છે,
બીજાને **આદર ગુશસ્પ** કહે.
ત્રીજો **આદર બુરજીન મહેર** બુલંદ,
પાસબાંન તેઓનો, **આદર** બુલંદ!
કર્યા છે પહેલાં, આતશો ત્રણ,
તેઓ ઉપર છે રે **આદરનું "મન."**
બુરા દેવોને માર મારે છે તું,
યારી જમાને બી આપે છે તું.

હવસની હરેક ચીજો ફાની કરેછ,
ભલાંમાં હરેક ભાવે જ્ઞાની ભરેછ.
રથેશતારો શાહને જોર આપનાર!
ભુંડાનો શીકસ્ત સાથ-તૌર કાપનાર!
ખુરેહનું અજબ જોશ તું આપ યાર,
રંક રાય ગાએ છે સરખોજ સાર!
"અહુરે" ખરેજ એક નવાજેશ કરી,
તુંજની ખુબી હર "રગમાં" ભરી,
ભરી તો ભરી પણ દિપાવી ખરી,
હજારો ને લાખ હોંશથી છે ભરી.
અરે ઓ ભલાં નુર! તારીફ ગાઉં,
પજરે હમેશાં, હું એવુંજ ચાહું!
વાંકો વલી હું નમાવું આ સર,
છાંયો ધરોરે અમારા ઉપર.
ને થાય ફીદા સૌ નારી ને નર
"આફ્રીન" ચાહે સદા તું ઉપર!

ઓ બુલંદ આદર તું આદર ખુરેહ—આદર ગુશસ્પ, અને, આદર બુરજીન મેહેરનોપાસબાન છે. બુરા દેવોને મારી હઠાવનાર હવસની ચિજોનો નાસ દેનાર, લડવૈયા તથા શાહાઓને જોશ અને ઉમંગ આપનાર, ભુડાંને શીકસ્ત આપી, તેનો દોર તોડનાર, ખુરેહનું જોશ આપનાર, મ્હારી રગેરગમાં ખુબી ભરી રાખનાર, અને ખુબીઓને દિપાવી પ્રગટ કરનાર, તું એક્લોજ સાહેબ છે. હું તેમજ સઘળા ત્હારા ઉપર સદા સદા ફીદા છે, અને રહેશે.

## આવાં ઇઝદ. રોજ દસમો.

દાદાર અહુરાની "આર મઈતી,"
ત્હારી તો રસદાર છે રે ગતિ!
ખલકના સરોવર ને નાળાં ઉપર,
હમેશાં રહી છે તુંજની નઝર:
રસીકદાર, રસદાર ધરતિ બની,
"અહુરા" એ તુંને તો લાયક ગણી,
સુંકેલા ગળાંપર, પડે એક ગોટ,
રાજી છે પીનારા લહેઝતી લોટ,

સુંકેલા છે ઝાડો અને ડાળીઓ,
લાવે છે સુરખી અને લાલીઓ.
વળી જેઓ તુંને, તુંને નમેછ,
તેના ઉપર તું હરદમ ભમેછ.
"**દાદારે**" વ્હાલે તો દિકરી ગણી,
હસતી ને રમતીરે તું તો બની.
હઝારો હઝારો તુંનેજ નમે,
કારણકે સર્વેને તું બહુ ગમે.
"**પાણીના સરદાર**" ઓ નેક ખ્વાહ!
રસાળો, એ રસ છે કુલ જગજગા.
ત્હારૂં ધરૂં નામ મુખપર સદા,
નમે તુંને એકશાન-શાહ ને ગદા.
પહોંચાડે નેકોને તું ખુશબો,
કરે નરનારી હઝાર જુસતેજો.
લાખો પશુઓ ને પંખી ભમેછ,
તર્ષને છિપાવી તેઓ મળામળેછ.
વધાવી તુંને લઉં ફૂલો વતી,
ખુશી છે તુથી જતી ને સતી.
ઓ "**આવાં**" હવે આજ તુંને નમું!
રીદા તુંજ નામે હું થઇને ભમું!
"**ખિલેલાં ખુરેહ**" સાથ ખિલતીજ છે
રોશન ભરેલા ને ખુશચેહર છે.
દીયે તું પવિત્રાઇ ને પાકીજી,
કરોરે તે "**આબાન**"ને આજેજી.
"**અહુરાની ખાહેશ**"ની વૃધ્ધિ કરે,
લોહી સાથ વિર્યને સ્વચ્છજ કરે.
અજબ ત્હારો "તેજ, અજબ ઝળકાટ,"
અજબ રૂપ ત્હારૂં, અજબ છે જ ઘાટ.
ફરજંદો બક્ષે છે તું અને તું,
ફાયદો મુબારક વિચારૂં તે હું.
લાયક ખરે તું બની અહુરની
ગાવું ખુબી હું સદા તુરની.

વળી છે ખુશી તું ખોરેહ ઉપર,
દે ખુબસુરતી તે તે તૌરપર
ખુરેહ ઝટ મળે છે નર નારને
એવી તું પ્યારી છે દાદારને.

ઓ આરમઇતી, ત્હારી ગતિ રસદાર, ફુલ અને ફળોને કસ આપનાર છે, સુકેલી ચીજોને પાછી હરિયાળી રંગત આપનાર પણ તું છે. દાદારની તુંને પુત્રીનું નામ ખરેજ આપેલું મુબારક કહેવાય. દરેકના મનને તાજગી આપે છે, જેમાં રંક અને રાય બન્ને એકશાન ભાગ લીયેછે. તરસ્યાં જીવજંતુની તર્ષ મટાડી રાહત, આપનાર તું છે. અહુરાની દરેક ખાહેશને આગળ વધારનારી તું, તેજવંત શકિત છે. સંસારમાં ફરજંદોની વૃધ્ધિ ત્હારાથી છે. ત્હારી પડોસથી, ઝળકાટ અને તાકાત સાથ હોશ અને જોશ વધે છે. સર્વને તું ઘણીજ પ્યારી છે, કારણકે દાદારની ત્હારી ઉપર ઘણીજ પ્રિયમાન ધારી છે-તુંને હું સદા નમીશ-ઓ આરમઇતી અમોને અને અમારા ફરઝંદોને એવો જોશ આપ, કે ત્હારી પ્રાર્થના કરી ત્હારા બનાવનાર પાક અહુરામઝદાને હમેશ પૂંજતા રહે !

## ખોરશેદ ઇઝદ. રોજ અગિયાર મો.

દિવસના પાસબાં ચળકતા ઓ નુર !
અજાયબ ઝળકમાં ઝળકતો તું પુર !
ખલકતની ચીજો પ્રકાશિત કરેછ,
વળી ઉત્તપતિની નિકાશો કરેછ.
ખોરેહના બહારે વહેતા ઝરા !
ત્હારાથી ફળફૂલ છે રે "હરા."
ગરમીથી સૌને તું પોષણ દીયે,
સરદીબી તુંથીજ સોશન લીયે.
બરી બામદાદે તું આવી ચઢે,
નમન સૌ દઇને પગે પણ પડે.
કિરણની શરૂઆત છેડો છે કયાં ?
લંબાય હરદમ જોઉં હું જયાં.
તુંમાંજ "**અહુરાની સુરત**" હું જોઉં !
ફીદા હું બનું જ્યારે સુરતને જોઉં !

બામદાદ બહારે તું સ્વારી ફરે;
ઉદ્યોગ ધરતાં તુંને સર ધરે.
સોનેરી ઢાળ ને પોષાક બે પાર,
રંગોબી બદલે હઝારો હઝાર.
દરૂજીને તોડીને દુર તું કરે,
અજાયેબ કિરણો બી ભર્યા સરે.
નમું તુંને "ખોરશેદ વહાલા ચેરાગ"!
બક્ષ તું મને સદ હઝાર રંગ રાગ!
દે તું પ્રકાશ મુંજ રગરગને,
જેથી મળે જય, જગજગને.
તુંજના નમને તો રાહત થશે,
ત્હારી નુમાયેશે સર જો કસે.
આફ્રીન, આફ્રીન એ ઉદગારમે
"અહુરાની ખલકતે નુરી" તું દે!
ખુરેહ સાથ "નુરવંત ખુરશેદશાહ"!
તુંથી સરસ રોશની છે રે વાહ!
શક્તિમાં તેજી ને ચાલાકી છે,
"રોશની વધારનારો" તું પાકી છે.
બુલંદમાં બુલંદ છે, અને પાક તું!
દેવોને તરતજ કરે ખાક તું
રાહત મળશે તો તુંથી ખરે,
બદીને ખસેડવાને તું જોર ભરે.
જમીનને ખરે તું બુલંદ બી કરે,
થંડક બચાવીને ગરમી ભરે.
જીંદગીને બક્ષેશ આપે ખરી,
એવી ખરે તેજી તુંમા ભરી.
કામકાજ માટે તું તેજી ભરે,
બુધ્ધિનો દેનારો મહેમાન રે.
નમું જ્યારે તુંને તો મનમાં ઠરે,
કે નમ્યો હું "અહુરા" ને મનમાં ખરે!
**તું મ્હારૂ તન છે, ને તું મ્હારૂં મન!**
ગણું એ **ખુરશેદ** તુંજ ગણુગણુ.

બક્ષું ઓ મ્હારા ! જો જીવો અનેક,
કે પામું હું ત્હારી **ભલી સાથ નેક.**

**ઓ** તેજસ્વીનુર પાક ખોરશેદ, ત્હારાથી સઘળી પેદાયશોને ગરમીનું પોષણ મળે છે બામદાદે પ્રકાશ કરી, રાત્રીની કીલ કાલાશ મટાડી મ્હારા મન અને શરીરમાં, અજબ પ્રકાશ ભરતો ભાવ તું દીયે છે. ત્હારા પ્રકાશિત કિરણો ક્યાં ટક લંબાય છે, તે ખ્યાલ ન કરી શકાય, છતાં ત્હારી, સ્વારી વખતના મનોહર દેખાવથી, પાક પરવરદેગારની આમદનો ખ્યાલ થાય છે. તું મને હઝારો રંગની નવાજેશ કરી, મ્હારા મનને ખુશ કરનાર છે ત્હારી સામે હાથ જોડીને ઉભા રહી ભક્તિ કરવાથી, અમારી રગરગમાંથી બેતાલ ભાવ પરસેવા રૂપે ઝરશીને નિકળી જાય છે, જેથી અમુને શાન્તિ થાયે છે હરેક બદીને જડ મુળથી નાશ કરનાર તુ જ સાહેબ છે. ખલકત ઉપર, ત્હારી રેશનીથી અજબ ઝળેહ મળે છે મ્હારૂ મન, અને તન, હું ત્હારા ઉપર ફીદા કરૂં. મ્હારા હઝારો જીવનજનો હોય, તે તું ઉપર નિસાર કરૂ, ઓ વ્હાલા ખોરશેદ અને ક્યારે હુ ત્હારામાં મળી જઇશ, તેની ગણત્રીમાં, મ્હારો દેહ પટકીશ.

**મોહોર યઝદ.** રોજ બારમો.

“**વ્હાલા યઝદ, મોહોર**” તું બખત્યાર !
**ચંદ્રનો** તું રે થયો **સરદાર** !
અંધકારમાં “**રોશની**” તું ધરે,
આગળ, પાછળ કદમો ભરે.
જગના તું “**પાણીને**” નિર્મળ કરેછ,
તમામ “**કુલ પયદાશે**” વૃધ્ધિ ભરેછ.
“**ફૂલ ને ફળાદીયે**” ખુશ બ્હાર છે,
“**નેકીનો**” હરહાલ “**રાહબર**” છે.
પૃથ્વીની પહેલી શરૂઆતથી,
ત્હારી “**પનાહની દાદજ**” હતી.
પંદર દિવસ, તું વધતો ફરે,
બાકીના પંદરે ઘટતો ઠરે.
એવી ગતિ ત્હારી ન્યારી ખરી,
આનંદ સાથે રે હૈડે ધરી.
જગના જનમથા, **ફ્રશો-ગર્દ** સુધી,
તુંથીજ વધવાની છે રે રૂદી.

ફ્રશો-ગર્દ વખતે બને ભારી કામ,
તે પાર કરવા, આપે તું હામ.
અરે "મોહોર" ત્હારો છે કેવો "ઝળક"!
કાયમ રહે ત્હારો હરદમ "ચળક"!
બેઉ હાથ જોડીને તુંને ભજું,
"રોશની" લઈ મ્હારો "અંધકાર" તજું.

આ યઝદ મોહોર સાહેબ, રાત્રીના અંધકારમાં રોશની જે આપતો ચંદ્રમા છે, તેનો તુંને સરદાર બનાવ્યો છે. ખલકતના પાણીને તું નિર્મળ કરે છે, પયદાશોને વૃદ્ધિ આપે છે, ફૂલ અને ફળાદીનો બ્હાર અપાવે છે, પૃથ્વીની શરૂઆતથી ત્હારી દાદ હતી, અને નેકીનો રાહબર છે. પંદર દિવસ તું વધે છે અને પંદર દિવસ ઘટે છે. જગના જન્મથી ફ્રસો ગર્દ સુધી અમારી જાગૃણ ત્હારાથીજ છે અને તે કામ પાર કરવા માટે, ત્હારી મદદથી ભાન મળે છે. ત્હારી રોશની લઇને મ્હારા મનની અજ્ઞાનતાનો અંધકાર તજુ, એવું તું મ્હને સામર્થ આપ, કે જેથી અંતે દાદરને જોઈ શકું.

## તેશતર તીર ઇઝદ. રોજ તેરમો.

ઓ તેશ્તર મ્હારા ખરા નેક શાહ!
આફ્રીન દે છે તવંગર ગદા.
કાયમ સદા છે તું વરસાદપર
ત્હારી ખુરેહથી તું મન શાદ કર.
"સખાવતનો સાલો" રાખે તું પાસ,
તું પર રહે મ્હારી "હોંશ સાથ આસ."
ફરે છે સ્થળોમાં જ્યાંબી રે "આબ"
ચાલે દરજ્જેનો કઇના રે લાભ.
"ચોમાસાના ચારે" જો વૃષ્ટિ કરે,
પાણી જમીન ચારે પુસ્તી ભરે.
"હઝારો જીવતો" તળપે તું પર,
"મનોઇ જ્ઞાનથી." રાખે તું તર!
ખેતીને લીલાશ, ઘાસ ચારપર
આધાર સૌનો એ પયેદાશોપર!

ઝાડો ને વાડો ને નાળાંઓને
નજીસીથી ટાળીને ચોખ્ખાઈ દે.
સુકેલી ધટાપર તું "સુરખી" ભરે,
દરૂજોને મારીને નાબુદ કરે.
"ડાળાં ને ડાળીઓ" ભીંજીને તર,
થઈને ભરાય, ત્યાં "ગર" સરબસર.
ખુબી હું ગાવું ને વાહ, વાહ કરૂં!
નમન તુંજ રાહ માટે હરદમ ધરૂં!
કુતરો જો પીશે તરસ્યું ગળું,
રગોમાં આનંદે થાયે ભલું,
"પતા અહુર મઝદા" બક્ષેશ કરે,
વનંત, સતવસ, હપતોરંગ ભરે.
ત્રણે "સેતારાનો હમકાર" છે,
ખરો "સખાવતનો સાહેબ" છે.
"અજબ પાક અહુરે" કરામત કરી,
"તગી, અઓજ" ની તુંને શકિત ભરી.
વરસતો, વરસતો રહે સાલ, સાલ!
કર, જ્યાં ઇનસાફ, "આબાદ હાલ"!
અરે "નશત્રીયા"! હું નમું હું નમું!
"અષોઇના ઓ રાહબર,"! તુંને હું નમું!
શુકર હું કરૂં "પાક પરવરના",
હઝાર ગુણ ગાવું, તે "નામવરના."
"ફેલાવ રાસ્તીના રાજપાટને"!
આપે અજાયેબ ફળો ભાતમે!
એવી તું નેકીની આપે કળા,
નમો રે નમીનેજ થાવો ભલા!

વરસાદની ઉપર નેમાયલા, પાક તેશતર સાહેબ, ત્હારી ઉપર જગતના રંક તથા રાય કુરબાન છે. જ્યાં પાણી ફરે છે, ત્યાં ત્હારી બરકત અને પાસબાનીથી, દરૂજીને દાખલ થવાની શકિત નથી. સખાવત કરવાનું નમન, અને મિનોઇનું જ્ઞાન તુંજ બક્ષે છે ઘાસ ચારને જીવજીવોને, હમેશ તાજગી ભરેલાં તું રાખે છે. દરેક દરૂજીનો નાશ કરી, ચોખ્ખાઇ તું દીયે છે. તુંને 'તગી' અને 'અઓજ' નામની

શકિતઓ દાદારે બક્ષી છે; રાસ્તીનો રાજકારોબાર ફેલાવે છે,અને ભાતભાતના ફળોની નવાજેશ કરે છે. ત્હારા એવા ભલાં કામકાજો માટે, તારીફ ગાવા હું શકિત ધરાવી શકતો નથી. છતાં હજ઼ારો હજ઼ાર નમન અને દુવા હું તને ભરૂછું. ત્હારી વૃદ્ધિ વગર જગતની હાલત શી કહેવાય? ત્હારી વૃષ્ટિ ન હોય તો, સુકાઈ ગયલી વસ્તુઓના શા હાલ થાય, એ જ્યારે વિચારૂં છું ત્યારે માણસ જાતની ફોકટમાં દમ મારતી શકિત માટે કુછ બિસાદ ધારતો નથી, અને ત્યારેજ, તે મહાબળ સર્વજ્ઞાની પાક અહુરમઝદાના અચુક કામની હદ અને, તેમનો વિસ્તાર કલ્પી શકું છું.

**ગો શ ઇ ઝ દ.** રોજ ચૌદમો.

ભલા ને બુલંદ "**ઇઝદ ગોશ**" તું !
ધરૂં નામ ત્હારૂં આપ હોંશ" તું !
તુંજ રાહે ચાલે ફાયદો મળે,
**આબાદી નેકીનો કાયદો** મળે.
ગોસપંદની પાંચ જાતનો ધણી !
પંથરાય તે ગુણ હર હરભણી !
"**જોર**" નામે શકિત છે તુંથા ખરે,
તુંજ રાહે ચાલવા સૌ "મન" ધરે.
અરે ઓ ગુણીલા, ઓ "**ગોશ યાર**" !
"મ્હારી મુરાદો" કરે તુંજ પાર !
"**ગાવયોદાદ, ગોસપંદ'** ની જાતપર,
"**અહુરહે** બનાવ્યો **વડીલ**" તે ઉપર.
બલદ તેજ ઘોડાઓ કરતા ફરેછ.
ખેતી, ભલા કામે ફરતા ફરેછ.
"**દ્રવાસ્પ, ગોશ હુરૂન**" નામે શકતિઓ બે
તેઓની સાથેજ " હમકાર" દે !
"**ખુરેહ ને ખુબી**" સાથ ફતેહમંદ તું !
દુવા હું કરી પુર "**ખુશ મન**" રહું !
ભલી તુંજ " બરકતે" પુરમન છું,
"અજબ હોશ" સાથે હું આનંદ છું.
નમુ તુંજ પ્રકાશોને "**વ્હાલાઓ ગોશ**"
"**ભલાનો સદા તું રહેશેજ દોસ્ત**" !

ઓ ગોશ ઈઝદ, તું મને હોશ આપે છે. આબાદીનો કાયદો શિખવે છે. તું ગોસ્પંદની પાંચ જાતનો સરદાર છે, ત્હારી સાથે 'જોર' નામની શક્તિ છે, મ્હારી મુરાદો તું પાર કરે છે, તુંને અહુરાએ, ગોસ્પંદો પર સરદાર નેમ્યો છે. ત્હારી ખુરેહ અને ખુબીની ફતેહમંદી છે. ત્હારી તરફ મ્હારો ભક્તિભાવ ધરવાથી, મને ઉંચ મનની બરકત થાય છે, અને તું ભલા, અને ભલાઇથીજ ચાલનારનો દોસ્ત થઇ શકે છે. હું તને હરદમ નમતો રહું એવું જોર મને બક્ષ!

**દએપ-મહેર ઇઝદ.** રોજ પંદરમો.

નમું સર ઝુકાવી-"**દપમહેર શાહ**"!
મારી દઇને-કરે "મહેર દયા."
રોશની ને ખુરેહનો "ગંજ" પુર!
આખેર "**નેકી**" તું કાયમ "**નુર**"!
પાકીજી આપે, ને સંભાળ લે!
દરૂજોને તું દાદે મારીજ દે!
**સેતાયશ કરવી સજાવર** છે,
**કીક,** ને **કરપથી** બચાવનાર છે.
"**સ્પેનદાર**" જમીનને તુ ફળદ્રુપ કરે.
મનુષ્યને સુખ સાથ ખુશી ભરે.
ગુનાહથી બચાવનાર "**તું** છે **ઇઝદ**"!
ધાસ્તીથી દુર રાખી, આપે "**ઇજત**"!
"**કુનરનીનાં કામો**" માં બદલો ધરે,
**સુખ ને સમાધાની** માટે ફરે.
નમું હું, નમું, રે પાક "**દપમહેર**"!
ત્હારી ખુરેહ ભર સઘળાંને ઘર.
સેતાયશ કરૂં જે સજાવર છે,
જે નહી નમે તે સજાવાર છે.
નમતાંજ, "**મન દલ**" સુખ એમ થાય,
"**ચંતા ને જંજાલ**" તરતજ જાય!
આવે પછી ભાસ "**નેક ખ્યાલથી**"
**શાન્ત** મળે છે "**નેક ફાળ**" ની.

નમું હું, નમું હું "**દપમહેર બાપ**"!
"**બક્ષો રૈ નેકી**" ને દુખ મુજ કાપ !

ઓ દએપ-મેહર શાહ, ત્હારામાં રોશનીનો, અખુટ ગંજ છે, તેથી તું મહેર, અને દયા કરી, મ્હારી સંભાળ લઈ, મ્હારી ભુલોને માફી આપે છે. ફીક, અને કરપથી, તું હમેશ અમને બચાવે છે. જમીનને ફળદ્રુપ કરે છે, અને મનુષ્યને ખુશી ભરે છે ધાસ્તીને દુર રાખી, ગુનાહથી તું બચાવી લીયે છે. જેઓ કુનરનીના કામો કરે છે, તેઓને તું સુખ આપે છે. તુંને નમન કરતાંજ, દિલમાંથી દુખ અને મનમાંથી ચિંતા દુર થાય છે. અમારા નેક ફાળથી, અમોને શાન્તિનું સુખ અપાવે છે. ઓ દએપ-મહેર, તું અમને નેકીનાજ કામ કરવા માટે, તનની તંદુરસ્તી, અને મનની મોતેબરી બક્ષ !

## મહેર ઇઝદ—રોજ સોળમો.

"**ગેતી મનો**" નો તું "**એકજ લવાદ**"!
"**અહુરાએ**" નેમ્યો તુંને **ભરવાડ** !
સત્તા બોહોલી ને ઇનસાફ ભલો,
તુંજ રાહે ચાલે, ત્યાં "તેજ" મળો !
ખરાબ રાહે ચાલનારને ટાળે છે તું,
પવિત્ર બનાવી કરે "ખુબ રૂહ."
**ઇમાન કોલ** તરફ જે "વફાદાર" બને
તેનો તું "સચ્ચાઇનો યાર" ગણે.
અગર બેઇમાની કરી જો ફરે,
તેના ઉપર "સખ્ત સજા" તું ધરે.
**રવાનને ફરોહરને** આશાની **તું** !
આપી, લઇ જાય "**ગરોથમાને**" તું !
બચ્ચાંને બાળોની બક્ષેશ કરે,
તુંજ રાહ ઉપર જેઓ સાબેત કરે.
ગોસપંદ તુજ રાહ પસંદ બી ફરે,
**લાજેમ ઇનસાન** તે પર ફરે !
**તુજ** "**રાદી**" શકિતએ તેજી ઘણી !
**રાસ્ત, જુઠને ન્યાય** આપે ધણી !

જે ચાહે તુને તે ડગતો નથી,
કદી કોઇને પળ ઠગતો નથી.
વધે ઝાડ, પાણી. તું બરકતથી
બદી રાહે ચાલે. છે હરકતબી.
મુજ કુલ ફરજંદ, ને ભાઈ બહેન
પળીને પોષ ને દે સુખચેન!
રવાનને ગરોથમાનમાં પહોંચાડ!
"મહેર ઓ મહેરબાન" તું રાખ યાદ!
યાદી ધરી કુલ જેહાંન રાખ શાદ!
અહુર નામ સાથે રહે સઉ શાદ!

ગેતિ અને મિનોઈનો. તુને બરવાડ, અને લવાદ નેમ્યો છે. તાહરી મોટી સતા છે, ત્હારો ઇનસાફ ભારી છે. તું સર્વને પવિત્ર બનાવે છે, ખરાબ રાહે ચાલતા અટકાવે છે. ઇમાન, અને કોલ પાળનારને તું સાચ્ચો દોસ્ત ગણે છે. રવાનને આશાની આપી ગરોથમાનમાં લઈ જાયે છે. ત્હારી રાહ જ્યારે ગોસપંદો પસંદ કરે છે, ત્યારે તો ઘણુંજ લાજેમ છે, કે ઈનસાન, તે તરીકત ઉપર જરૂરજ ચાલે! જેઓ ત્હારી ઉપર ચાહેનાત રાખે છે, તેઓ કશાથી ડરતા નથી. અમોને તું શાદમાન કર! અમોને એવી બરકત આપ, કે જેથી અમારૂં રવાન, આખર ગરોથમાન મેળવે!

## સરોશ ઇઝદ- રોજ સત્તરમો.

અજબ "તેજ"ના, ઓ પ્રકાશિત સરોષ,
તું આપ જોશ, તું આપે હોંશ!
સરોપ કર મુજ મુશકેલ આશાન!
બદનને રવાનનો ખરે પાસબાન!
ફેરા તું હરરોજ સાત વાર ખાય,
તમામ કુલ કેશ્વરે ફરતોજ ધાયે.
આફત અને દુખથી રાખ દુર!
વળી તુંજ શકતથી આવેછ નુર.
દરૂજીને તુંજ જોરે મારી ફરૂં.
ત્હારી મહેરનીજ અરજ હું કરૂં.

ક્ષયદાએ મુજ તન રાખે છે તું.
મુબારક ફરોખી અમલ રાખે તું.
શકિત છે તુંમા ભરી ભારી ત્રણ,
ભલી ભલાઇ સાથ ભલુ રાખ મન!
**અઓજ, "તગી, નિરૂ"**–એ શકિત ખરી,
દરૂજીને તોડવાને ચાવી ભરી.
અજબ તુંજ શકિતનું બખતર બનેછ,
"અએશમ" દરૂજને કમતર ગણેછ.
"તગી" સે **સ્પેનાર્માનો,** એકતાન ખરો,
નફરમાની કાઢી ને ઇનસાફ ભરો!
રહાબર ખરો તું **જરથુશત્રનો,**
તુંએ દીધો રાહ બસ રાસ્તનો.
વળી મ્હારૂં તન રહે સદા નિર્મળ,
મળે મુંજ સ્નાયુએ બળવંત કળ.
રે ઓ **"સરોષ" મુજ મનની મુરાદ,**
પાળીજ રાખો તનોમન શાદ!
વળી તુંજ બરકત દે એવું ચિત્ત!
મળતું રહે રે સદા **"અહુર પ્રિત".**
થયો હોય અન્યાય, રાસ્તી ભરો,
હુકમ પળાવવા અરે મન કરો.
**નેકી** અને **સુખ,** તુંથી મળે,
તુંથીજ સઘળીરે ઝહેમત ટળે.
સરોષ ભલા, ઓ તું આપે પનાહ,
શાન્તિ દેજે. તું કાપી– ગુનાહ,
"તેજ" મ્હારી અક્કલ, અને જ્ઞાન છે,
**ત્હારીજ બરકતથી** એ ભાન છે!
આપ ઓ મને, જોર સરોષ નેક!
કે રાખી ફરૂં મુજ, ગેતિમાં ટેક.
સદા, હું ગદાને સહાય તુંજ દે!
મ્હારી **ભલી દાદ** ઓ બાપ લે!
**ગેતિનો** મ્હારો તું છે **પાસબાન** છે,
**"મિનોઇ"** તે સાથ આશાન છે.

નમું હું નમું રે, સરોષ હું બહુ,
તુંને નમે, સઉ, જગે એવું કહું !

અજબ તેજથી પ્રકાશતા, ઓ પાક સરોષ, તું અમારા રવાનની પાસબાની કરે છે. રોજ સાતવાર કુલ કેશ્વર ઉપર ત્હારો ફેરો થાય છે. દરૂજોને દુર રાખી, દુખ અને કષ્ટને મટાડી અમોને રોશન હાલમા રાખનારો તુંજ છે. ત્હારી શકિતઓ ખાસ ત્રણ છે, સર્વને તું રાસ્તીનો માર્ગ દેખાડનારો છે, મનને મોકલું, તેમજ તનને ખુશાલ રાખનાર તુંજ છે. તું હમેશ અમારૂ ચિત એવું શખ, કે અમારૂં મન અને તન, પાક અહુરાની યાદી, અને તેમના કામની સેવામાં ગુજર કરીયે. અમારી અક્કલ, અમારૂં જ્ઞાન, તુંજ મહાબળની મદદથી છે. ગેતિમાં અમારૂ રક્ષણ કરી, ખુદ મિનોઇમાં, પણ અમોને આસાની દઇ, પાસબાની કરતો રહે છે.

## ૨૨ને રાસ્ત ઈઝદ. રોજ અઢારમો.

“ ” ઇનસાફ ” ના **રાસ્ત** મ્હારા ઇઝદ !
સમાઇછ તુંજમાં સત દાદ ઇજત.
હીસાબ **ન્યાયના ત્રાજવાંનો** ખરો,
બદી નાશ કરવામાં કાબેલ ખરો.
તરો તાજગી તું તો હમેશ કરે,
સઘળાંઓને તું અષોઇપર ધરે.
કદી કોઇને તું ન અજાબ દે,
ન દેવો દરૂજીનું દુખ ત્યાં જડે.
મારીજ દઇને ભલી શુદ્ધ આપ !
કુનશની ખરી દઈ કપટ પાપ કાપ !
મ્હને સુજ દેરે, બેહસ્ત રાહ મળે !
જેથી હમેશગીના દુખ કષ્ટ ટળે.
બની મુંજ રાહબર, રાસ્તી દેખાડ !
સામેલ્યત દઈ રૂડા ફળ ચખાડ !
એવીજ મુંજ મને ઓ અર્જ તું નિભાવ !
નેક રાહે ચાલુ એ રીતી શિખાવ !
નમું રાસ્ત મ્હારા, ઓ “ રાસ્ત મીત ” !
રાસ્તમાંજ રોકી દે મુંજ ચિત !

જાણું છે, રાહ "રાસ્તી" નો ખરો,
અરે ઓ બધાઓ, ભરો દમ ભરો!
રાસ્તીજ રાખે અરે "મન શાન્ત,"
આસુદું રાખે બદન સાથ કાન્ત.
ગતિ છે સરળ, જ્યાં મતિ રાસ્ત છે,
"અહુરા" ને મળવાની શુભ આશા છે.
માટે ભજો, ઓ ભજો "રાસ્ત" ને,
રશ્ને યઝદ, તે દોસત ખાસ છે.

રાસ્તીને સાચવનાર, અને સત્ય અમલના ત્રાજવાને હમેશ ધરનાર, તું સઘળાઓને અષોઇ માર્ગ અખત્યાર કરવાજ રોકાય છે. ત્હારી રાહે ચાલવાથી, કોઇને પણ કદી દુખ થતું નથી, તું હમેશ અમારો શરીક થઇ, અમોને સત્યતા ઉપર આધાર રાખવા શક્તિ આપ. અમારો હોશ, હમેશ રાસ્તી માર્ગ ઉપર ધરત્રા અમોને સહાય થા. મનની શાન્તિ, અને તનની સુખાકારી હમેશ જાળવવી હોય તો સત્ય, અને રાસ્તીના કામ ઉપર સદા મનન કરતા રહો!

## ફરરોખ ફરવરદીન. રોજ ઓગનીસમો.

" ફરરોખ ફરોહરના" ઓ તું શાહ!
ફરોહરપર છે ત્હારી નિગાહ!
વ્યવસ્થા, ખુરેહની, ચાલુ ભરેછ,
ચાલુ ભલાઇએ ખુશ મન કરેછ.
આકાશ, નિર. જંત પોષણ ભરે,
"ખુરશેદ, ચંદ્ર તારા" ફરતા કરેછ.
"અઓજ, નરૂ" શકતિઓ તુંજ સાથ રહે
"ગરોથમાનમાં" જોર ને બળ ભરે.
અજબ ત્હારી તાકત, લક્ષણ છે.
દરૂજોથી જો ટાળવાને રક્ષણ છે.
"ફરોહર" ની જો ઇજશને ભણે,
ખરે તે ભણીને ફરજ જે ગણે,
તેને ખુશાલી અને ખુરમી દે!
નેક રાહ સોંપી સંભાળ લે!

"અહુર" ની સ્હાયે ફતેહમંદ છે,
ગરોથમાનથી સુખ તેને ભરે.
"ફરોહર" ફરે છે, તુંજ આશરે!
ત્હારીજ આશાએ મન ખાસ છે.
કયાં તે હશે, ને કેમ હોય રે!
ત્હારા વિના કોણુ ત્યાં જોય રે!
અરે "શાહા," કુલ ફરોહરના "જાન"!
ભલે હોય હસ્તી, છતાં અંજાણુ,
કયાં તે ભુમી, ને કયાં તે નિશાણુ!
નહી જોઇ શકતું-તકલીદું ભાન.
અમારી સલામ અને યાદ લઈ
જઈ તું રહેજે અરે કાંઈ જઈ!
"ફરોહરની યાદ" દિલ રાખશું,
આશિષ અંતે અમે ચાખશું!

ફરોહરની પરવરસી કરનાર ઓ શાહ, સદા, ત્હારી નઝર, કુલ ફરોહર પર રહો! ગરોથમાનનું જોર, અને બળ, ત્હારાથીજ મેળવી શકાય. દરૂજોથી અમોને ટાળવા, માટે, ત્હારૂં શિક્ષણ અમારૂં હમેશ રક્ષણ કરે છે. જેઓ કુલ ફરોહર માટે યાદ રાખી, તેઓ માટે બંદગી કરી તેઓ માટે યજશને ભણી દુવા કરે છે, તે ગેતિમાં પણ કદી દુખ જોશે નહી, અને મિનોઈમાં પણ તમામ ફરોહર ખુશી થાય છે, અને યાદ કરનાર પર દુવા, અને આશિષ ગુજારે છે. ખરા મનથી, ફરોહરો માટે બંદગી, યા ક્રિયા કામ કરી જોશો, તો તમારા મુખ ઉપર શાન્તિની સુરખી ખિલતી જણાશે. તે અનદીઠ જગ્યા. કે જે મિનોઇ કહેવાય છે તે કયાં છે, તે હું ત્હારા વગર ખ્યાલી શકતો નથી; પણ અમે હમેશ ફરોહરોને યાદ રાખીશું અને તેમના આશિષ મેળવીશું. કે જેઓ સદા મ્હારે હૈડે હૈઆત છે.

## પાક બહેરામ ઇઝદ. રોજ વીસમો.

"ખાવીંદ તું ખલકતનો" પાસબાન!
ત્હારેજ તાબે "જમીન આસમાંન"!
ઉરવાનપે નેક ઝુન્ડો જુલે,
વળી નાશ છે જે તું રાહ ભુલે!
લુટારાઓનો જોર તું તોડનાર,
દેવો દરૂજોના સર ફોડનાર!

"ફીક-ને અધર્મી" ને તારાજ કરે,
"અઓજ નિરૂ" શક્તિની સાથે ફરે.
પહાડ, નિર જંગલના બદ જંતની
નસલ થાય નાબુદ તુંજ ખંતથી.
બુરાઇ સાથ લડનાર "અશો નરને"
"તગી" તું તું બળ દે છ, તે તનને.
રથેરતારને તું, ફતેહની સાથ,
જોર ને તાકત ધર તેને હાથ.
"અહુરે" અવ્વલ ફીરોજગર કીધો,
જોર ને ખુબીનો સરપાવ દીધો.
સત સાથ લડનાર હો શુરદાર,
આખર સત સામે થાશેજ ઠાર.
ગેતિની ચીજોને સહાય બહુ મળે,
નમું છું "તુંજનો મહને દાદ મળો!"
બહેરામ! "ભલું બળ" આપ હરદમ!
જેથી લઉં હું ખુશી સાથ દમ.
હઝારો ભલે હોય દુશમન દૌર,
ત્હારી પનાહથી ભાંજું હું તૌર.
આપો અરે સ્હાય બહેરામ યાર!
ગેતિનો ફેરો સફળ થાય પાર!

ખલકતના સાહેબ, અને જમીન તથા આસમાન ઉપર સાહેબી રાખનાર, તું જેઓ સત્ય રાહ ભુલે છે, તેઓનો નાશ કરે છે. ખોટા કામ કરનારનો જોર તોડે છે, ખરાબ જંતુઓને ભસ્મ કરે છે. જેઓ બુરાઇ સાથે લડે છે, તેઓને તું તગી નામની શક્તિ આપે છે. ધર્મની જાળવણી કરનારા લડવૈયાઓને તું જોર બક્ષે છે. જેઓ બદીના તોડનાર તરીકે બહાર પડે છે, જેઓ ધર્મની નોક સાચવનાર તરીકે ખડા ઉભા રહેવાં માંગે છે, તેઓને છુપી શક્તિ તું આપે છે. જેઓ ભક્તિ કરે છે, તેઓને બળ, તથા શ્રેષ્ઠ શક્તિ મળે છે.

## મીનો રામ. રોજ એકવીસમો.

"મીનો" અમલને ચલાવેજ, રામ!
બુધ્ધિની સહાયે પાર થાય કામ.

"**મિનોઇ મજાહ**" નો સ્વાદ દેછ તું,
ખુશાલી ને રામશની દેછ તું !
પેદાયશ ભલી પાર ગતિ ટક જશે,
**રહેણી કરણી,** તુંથી **રામ,** થશે,
મદદ મુંજ રવાનને ઓ તુંજ આપ !
**મિનોઇ જવાનો,** રાહ થાય સાફ.
આપ તંદુરસ્તી ને જીંદગીનું જોર !
વળી નેકીમાં, તું સત્તાને જોડ !
સંપુર્ણ હદમાં પેદાયશ વધે,
મળે સુખ અને માન તુંથી બધે.
"**સિંગાર અષોઇ**" ને ભલાઇનો કરે,
મેળવવા તું વન, ન રહેબર ખરે !
મીઠા મધુરા મિતથી જોડાન,
ત્હારાજ બળે "**રામ**" મેહરબાન !
જખ્મીને તાજગી ને રાહત ભરે,
તે સાથ તુર ખુશબકતી ભરે.
ડાહ્યાં ગુણીલાં તું બક્ષ ફરજંદ,
હર કુળ વિપતોથી દે રક્ષણ.
કુટુંબ ફરજો, ને સ્નેહ આપનાર,
હર ફળ ફળાદીને સ્વચ્છ રાખનાર !
લાયક ચિતે, "**મીથ ભાવો**" ભરે,
કાયદાના સુ નિયમમાં ફરે.
કયામતની ઇચ્છા પુર્ણ કરનાર !
અષોઇથી ઉર્વાનનો છુટક કરનાર !
નમું હું પ્યારા **મિનો** ઓ **રામ** !
આપ રહાય એવી, શુભ થાએ કામ !

**ઓ મિનો રામ, તું બુધ્ધિની મદદ આપી અમારા કામને પાર કરે છે. ખુશાલી સાથે મિનોઇનો તું ભાસ આપી સ્વાદ ચખાડે છે. મ્હારા રવાનને, રહેણી કરણી માટે તું મદદ આપશે. તંદુરસ્તી, તથા જીંદગીનું જોર આપી, મિનોઇ જવાનો રહા તુંજ પાર કરાવશે. અષોઈનો સિંગાર, ભલાઈમાં ભેળવનાર, જખ્મીને આરામ આપનાર, ડહાપણથી ભરેલા ફરજંદો બક્ષનાર તુંજ સાહેબ છે. કુટુંબનો સ્નેહ**

સાચવનાર, તથા કયામતની ઇચ્છા પુર્ણ કરનાર તુંજ ભલો રામ છે, ત્હારાથીજ મ્હારૂં રૂડું કામ છે.

**ગુઆદ યઝદ.** રોજ બાવીસમો.

બળ તું "નિરૂ" નું ધરાવેછ પુર,
"**વાતાવરણ તુંજની**" ભરપુર!
માણસો જીવજંતને ભોગવેછ,
કામ માટે તાકત તું ભોગવે છ.
જોરાવર મર્દો ને ઘોડા ખરે,
તુંથીજ લડાયક બળબી ધરે.
નઠારા વિચારોજ કરતા હશે,
મારી હઠાવવાને તું તો ધસે,
વળી તું લડાઇગાહે "**યારી**" ભરે,
યારી ભરી પાસબાની કરે.
જબાને મદદગાર, કામેબી તુંજ,
પામે તુથી દાદ, રાખે જે સુંજ.
અરે ઓ **ગુઆદ તુંજ શકિત અપાર!**
**મ્હારા મનનથી નિકળે છ સાર**
**તેજ સાથ તાકાત,** તુંમાં ભરી,
મદદ કર મ્હને ઓ તું સુખ ભરી!
મુજને "**દિલાસો અને યારી**" ભર!
ઇજતથી ઉઠાવું એ સીર ભર!

ઓ ગુઆદ ઇઝદ, તું નિરૂ શકિત ધરાવી, ત્હારી વાતાવરણમાં ભરપુર રાખે છે. દરેક જીવોને ભોગવનાર, લડાયક મરદો અને ઘોડાઓને બળ આપનાર, નઠારા વિચારોને હંકાવનાર, ખોટાં કામ કરનાર સામે યારી આપનાર તુંજ છે. ત્હારાથી જબાન દરાજી, કામમાં ફતેહ, દાદ અને ઈનસાફ મળે છે. જ્યારે હું ખ્યાલ કરૂંછું, ત્યારે એજ અનુમાન ઉપર આવુંછું કે, ત્હારી શકિત પાર વિનાની છે. મ્હારા તરફ દિલસોજી રાખ, કે હું તાકાત ધરાવી મ્હારૂં સર ઈઝત સાથ ઉઠાવી ફરૂં.

**દેપદીન દાદાર.** રોજ ત્રેવીસમો.

"**દેપદીન દાદાર**" ઓ સરદાર!
નમું હું સદા તુંને સદ સદ વાર!

તેજીથી સર્વને ડ્હાપણ ધરે,
"**મનમાં**" ખરી હુશમંદી ભરે.
વળી જ્ઞાન માટે વૃધ્ધિ જે થાય,
તુંથીજ તેનીજ બરકતો પાય.
ચપળ ત્હારી "**ચક્ષુ**", રે જોય ઘણું,
ત્હારી સેતાયશ હરદમ ભણું.
આસમાનને તું સિંગાર દે છ,
હઝારો ચીજોનો તું અર્કુ લે છ.
ગોસ્પંદ, આતશ, ને ઝાડ પાન,
દીએ છ તું ત્યાં વૃધ્ધિ અમાન.
જમીં સાથ પહાડ ને આસમાન,
ત્યાં પણ ધરશે તું ભારીજ શાન.
**ઓરહેમંદ સેતારાજ તું** સાંધનાર,
**ઓરશેદ,** ને **ચંદ, અહો** બાંધનાર!
વળી **બાર રાષી** બાંધી ખરી,
આસમાન વરસાદે સાંધણ કરી.
શરીર સુખકારીનો સાહબ તું,
ત્હારી દુવાથી નિરોગી રહું.
જ્ઞાન તુંજનું "બળ"–ડહાપણ, "કળ",
મુંજને તે આપ–અરે પળ પળ!
ગુજારૂં દુવા ઓ **દેપદીન દોસ્ત**!
કે ખિલતાંજ રાખોરે, મુંજ "**હોંશ**"!
આપો **મ્હને** ઓ તમારીજ રહાય!
અદના જીગર તેથી શાદમાન થાય!

**ઓ દેપદીન દાદાર, ત્હારી તેજીથી મ્હને ડહાપણ મળે છે. મ્હારી હુશમંદી વધે છે. જ્ઞાનની વૃદ્ધિ સાથ ચક્ષુ ચપળ બને છે. આસમાનને તું સિંગાર દઇ, હજારો ગુણો તું દરશાવે છે. ઝાડપાન, આતષ, ગોશફંદ સર્વને તું વૃદ્ધિ આપે છે. સઘળા સેતારાઓને સાંધનાર તુંજ છે. જ્ઞાનનું બળ, ડહાપણનું કળ, પળે પળ આપનાર તુંજ સાહેબ છે. હું એવી દુવા ગુજારૂં કે, મ્હારા હોંશને હમેશ! ખિલતું રાખો! તમારીજ રહાયતા આપી, મ્હને શાદમાન કરો!**

**દીન ઈઝદ.** રોજ ચોવીસમો.

અમલ કાયદાનો રાખે છ **"દીન"**!
**"સ્વર્ગ રાહ"** બનાવી, રહે તું નચિંત.
પછાણો દીએ, કુદરતની ખરી,
વળી સાથ આપે, શાનો ભરી.
વળી તું રવાનોની પિછાણ દે,
**"મનોઇ એતેકાદ"** વધારીજ દે.
રખાવે તું તુંદી અમલમાં ખરે?
એવોજ જ્ઞાની **"મહાબળ"** ખરે?
ભલા કામનો તુ બદલોજ દે,
બદ હોય કામ, તેની શિક્ષાજ દે.
**"ચિન્વદ પુલ"** થી જે જાય છે,
આસાન માર્ગ જોઇ ખુશ થાય છે.
**"દીન માજદીયસ્તે"** જે ખુબી ભરી,
**"પતમાન"** તરફ તે લઈ જાય ખરી.
"પતમાન" છે માર્ગ એવો ખરો,
"સ્પેનામીનો" નીજ બાજુ ધરો,
**"દીન"** થીજ દાનાવ ચાલાક છો,
**"અષોઇ જાણી"** તમે પાક હો.
**"નતીજો દીન"** નો છે નેક **"ફાલ"**
માટે હુમત, ને હુખ્તનેજ પાળ!
વળી હુવરસ્તની તું રાહે ચાલ,
પામે રે પામે ખરી તું મલાલ!
અગર ઉસ્તવારી ધરે દીનપર,
બદીથી કરે **"મોક્ષ"** ત્હારૂંજ સર!
**"દીનની રસમે"** મળે તુંજ જ્ઞાન,
રહેણી કરણીજ આપે સ્થાન.
એ **દીન રાહેજ** વિશ્વાસ છે,
**"સરલ સુખ, નેક ખ્વાસનો"** માર્ગ છે.
**દાવર, મદદ આપ આ દીન કાજ,**
ઉસ્તવાર છે મ્હારો એ **દીનસાજ.**

**આત્મિક અને મુંજ ગુરૂનું જ્ઞાન,**
"દીન" થીજ મળશે, અરે એ તું માન !
તલપ હું કરૂં **દીન મુળ** શોધવા,
તેના નેમો, ને રાહ ખોદવા.
"તનથી અને મને" રક્ષણ મળેછ,
"દીનનીજ રાહે" સઉ દુખ ટળેછ.
**"મિનોઈમાં મુંજ રવાન તો" ખરે,**
અષોઇની સાથ **"સ્વમાન"** ભરે.
તમારૂં રવાનજ સુધ્ધ થાય રે,
**"દીનની તરીકત"** હેડે ભરે.
**તેજ દીન મારફત, દાદાર જોય !**
ગેતિનો તું વખ્ત શુદ્ધ કામે ખોઇ !

ઓ દીન, તું કાયદાનો અમલ આપી સ્વર્ગની રાહ બતાવે છે. ખુદરતની ખુબીને સમજાવનાર, તું દીને અમલમાં રખાવી, રવાનોની પિછાણ કરાવી, મિનોઇ એતેકાદ તું વધારી આપે છે. ભલાને ભલો, અને ખોટાને ખોટો નતિજો તુંથી મળશે. પતમાનનો યાને રૂપેના મીનોનોજ રાહ બતલાવા ચિન્વદ ઉપરથી આસાનીથી પસાર કરાવનાર તું સાહેબ છે. જેઓ દીન પાળે છે, તે ઉપર અમલ કરે છે, તેઓ ચાલાક છે, અને નેક ફાલનો નતિજો મેળવશે. તથા જેઓ હુમત અને હુખ્ત, સાથ હુવરસ્તથી ચાલે છે, તે મલાલ પાળે છે, કીર્તિ મેળવે છે, દીન ઉપરની આસ્થાજ તુંને સદાકાળનું સુખ અને અમીંગીપણું દીયે છે. દીનથી ચાલવાથી સરળ સુખ મળવાનો વિશ્વાસ છે. દીનથીજ આત્મિક જ્ઞાન, ગુરૂપદનું માન મળશેજ. દીન અને અષોઇ રાખી હશે, તોજ મિનોઇમાં માન, અને આત્માને શાન્તિ મળશે. દીનની તરીકતથી તમારૂ રવાન શુધ્ધ થાયે છે. ગેતિનો વખ્ત સારા કામમાં ગાળવાથી દાદારના દરશન કરશોજ.

**મીનો અશોરવંઘહ.** રોજ પચીસમો.

**અહુરનાજ કામો** બર લાવનાર,
ભલા ને ભલા ઓ ભલા મુજ યાર !
"ખુરેહ ખુશાલીજ તું યારી છે,
બુધ્ધિ મેળવવાજ તું **"બારી"** છે !
**જ્યાં તુંજ** હસ્તિ ત્યાં સુખ છે,
**સુખોથી હસ્તુંજ** તે **મુખ** છે.

ખરે ફાયદો જ્યાં આસાન છે.
ત્યાં એ અરે નુર તુંજ સ્થાન છે.
પાળે તુંને જે સ્વતંત્ર તે છે.
હુંજનું અનદીઠ એ "તંત્ર" છે.
ધન છે અને માલ, સોનું હીરા,
બક્ષે ખરેખર તું નુર, વીરા !
આબાદ જમીનો ઝાડોને પાન,
પામે ખરેખરૂં તુંથી **અમાન.**
તુંથીજ ઘરનોજ સિંગાર શાદ,
કેવો મધુરો છે ત્હારોજ નાદ !
"**સંસારનો સાથ**" હોય ખુબરૂ.
આપે ભલા તું ! એ માનું ખરૂં.
ધરે તું પમરતોજ "**ઘરબાર સાજ**"
ઘોડા હકુમત, અને વાજ ગાજ.
ચાહું હું નેકીને મ્હારીજ ખાસ,
ભરી ને રહી છે, એજ મુજ "**આસ**"
ઝળકાટ દે તું ગેતિનો બસ.
ચાહું હું "**કેરદાર આપે રે જશ.**"
ચાહું હું "પામું **મિનોઈ મજાહ**",
ઉડતી રહે મુંજ "**અષોઇ ધજા**"!
જ્યારે જ આવી રહે રે "**કજા**",
ચાહું હું "પામું **મિનોઈની મજાહ**"!

એ ભલા અમને, તું મ્હારો મિત્ર છે. જ્યાં તું મહેરબાન છે, ત્યાં બુધ્ધિ બળવાન છે. ત્યાં સઘળાના મોઢાં હસતાંજ છે. તને જે તનમનથી જાણશે, તેને તું એવું અનદીઠ બળ આપી સ્વતંત્ર રાખશે. ધન, તન, મન અને સંસાર સુખ ત્હારી મદદથી મળે છે. ઝળકાટ તથા કેરદારની શકિત તું આપે છે, માલ ધન સાથ મનની શાન્તિ તું આપે છે. જ્યારે મ્હારી કજા આવે છે ત્યારે ત્હારી મદદથી મિનોઇની મજાહ હું મેળવીશ, એ મ્હારી આશા છે.

**અસ્તાદ ઇઝદ,**—રોજ છવ્વીસમો.

"આસ્તાદ ઇઝદ"! ખરે એ મહાન !
મહને લઇ જા તું "દાદારે ગેહાન"!

વળી સાથ આપો ફતેહ **સાથ** જશ.
એવો ખરે તું "**મીઠો મધ રસ**"!
તુંજથીજ વૃદ્ધિ પેદાયશની,
સાથે દરેક "**યશ અને જશ**"ની,
બેહમન પુંજવાને તું આપ મદદ!
તુંથીજ પુજું રે હું અહુર મઝદ!
મુંજની મુરાદ એ "**રવાન મુજ વધે**"
પામું ફતેહ હું "**બધે બધ બધે**"!
વૃદ્ધિ અને સુખ આપ ફાયદે!
**ખુરેહ**ના ખરાં બળવંત કાયદે.
હું ચાહું નિભે, તે "**અનંત કાળ ટક**,"
એવો હું, ચાહું રે ચાહું રે "**હક**."
"**સરજત**" મ્હારી અરે પાર કર!
મિનોઇ પામું રે એવુંજ ભર!
સુધારો ઇઝદ મ્હારી "મંદી મતિ."
મુજને તું બક્ષે રે "સતની ગતિ"!
નમું રે ઓ આસ્તાદ સદ સદ વાર.
કર તું **મુરાદોને નેકીએ** પાર!
આસાન કર મુંજ **દિલનોરે ભાર**?
**આખેર અહુરાનું પામું હું દવાર**!

ઓ મ્હાન આસતાદ, તું મ્હને દાદારે ગેહાન લઈ જા! મીઠા રસનો જશ આપી મ્હારા કામમાં ફતેહ દે! યશ અને જશ અને બહેમનને પુંજવાની મદદ ત્હારાથી મળે છે. હું બધે ફતેહ પામીશ, મ્હારા રવાનની ખુશ બકિત મેળવીશ, તે ત્હારાથીજ. મને એવો હક આપ કે અંત કાળ સુધી હું નિભી શકું. મ્હારી મદ મતિને સુધારી ઉંચ ગતિની મ્હારી સરજત બનાવ, કે હમેશ સતને સાથમાં રાખું. મ્હારા દિલનો ભાર આસાન કર કે પાક અહુરાના બારણામાં હું સહેલથી દાખલ થઇ શકું.

**મીનો અસ્માન**—રોજ સતાવીસમો.

બુલંદ રોશનીના "**મીનો આસ્માન**"!
અજબ દબદબો—ને અજબ તુંજ શાન!

મીનોઈ મઢેલાં "મીનો આસ્માન"
ગોહર સમાં છે ઝળક તુંજ માન!
"મીનો શક્તિ" ઓપર આધાર કર,
લાવ અહુર મઝદનાં ફરમાનો બર!
ખરે તે મનુષ્યને, શોભાજ ધરે,
માન સાથે ઇઝદ ને મોભો ભરે.
પોષણ કરે નિત ધરતિએ યાર,
અલગ તું રહે છે વળી "**એક તાર**"!
ફાયદો અતિશય જમીનને કરે,
ચક્ષુએ રોશની ની તાકત ભરે.
સંસાર સુખ સાથ પ્રકાશ દે,
ખુશાલીજ ભરવા જતન તુંજ લે.
"**રૂપનદાર જમીને**" પેદાયશ થી,
ત્યાં પણ તુંથી ખુશાલી વધી.
ફળો ને ફળાદી આબાદ છે,
તુંથીજ તેઓ અતિ શાદ છે.
ખાહેશ બર લાવ અહુરનીજ તું,
એવો ભલો "**નેક ખાહ**" બી તું!

મિનો આસમાન, ત્હારી રોશની અને બુલંદ દરજ્જાની હું તારીફ ગાઈશ, ત્હારૂં ઝળક કિમતીમાં કિમતી ઝવેરાતના જથ્થા કરતાં બહુજ મોટું છે. તું ધરતિનું પોષણ કરે છે, આંખોમાં રોશની ભરે છે, સંસારમાં સુખનો પ્રકાશ ધરે છે, જમીનને ફળ ફલાદીથી આબાદ રાખી અહુરાની ખાહેશની નેક ખ્વાહી તું કરનાર છે. તુંને હું સદા નમું તેલું જોર આપ!

**જમ્યાદ ઇઝદ.** રોજ અઠ્ઠાવીસમો.

નેકીજ હરદમ બુલંદ તું બનાવ,
"**બુલંદ મારફત**" માં સૌ તું સમાવ.
ભલી રીતની જો જમાન હું કહું,
તાજુબ થાઉં કદી ના બહુ.
પેદાયશની તું કર પરવરસ,
એવો ભલો તુંજ ગેતિમાં રસ.

કરૂં **તુંજ સેતાયશ**, ઇજશ્ને **બહુ**,
આપે તું નેકીને વૃદ્ધિ સઉ.
મ્હને લાભ આપે **તુંજ** કામનો,
**એવો** ખરો પ્રિત તું નામનો.
"અહુર" ની હો જે મુરાદો ખરે,
તે મુંજ મનમાં હંમેશાં ભરે.
લાયક બનું હું "અહુર યાર" કાજ,
સંભાળ દેઇને ગખ મુંજ લાજ ?
દે મુજ જીગરમાં ખુશાલીજ તે,
સુખી હું થાઉં એ સલાહજ દે ?
"**ગેતિ મીનો**" સ્થાને એવુંજ ધર !
"**સદા કાળ વૃદ્ધિ**," બધાંનીજ ભર ?
**સદા** તું મવકૂલ છે ધરતિ ઉપર,
જે ધરતિ લાવેછ હાજતો બર.
સદા તે **રસાળી ચારાથી પૂર**,
ધાન્ય જે આપે તું ભરપુર.
"**કયાંન** અને **અએરપદી**" બે ખોરેહ છે,
તુંથીજ તેની રે બરકત છે.
બન **હુમશરીક એ ખોરેહથી તું**,
**પમરતી રહે તુંજ નેક ખુશબુ.**
"**મનશની**" બી જોડાઈ રહે ત્યાં ભલી,
**ફ્રશો-ગર્દ વખત ટક તે લંબાય કદી.**

બુલંદ નેકી આપી, સઘળું બુલંદીમાં સમાવનાર, પેદાયશની પરવરશ કરનાર તું છે, ત્હારા નામનો ખરો ભાવ રાખવાથી, હું લાભનાજ કામ બનાવી શકીશ મ્હારી લાજ રાખ, અને દાદ લે, કે જેથી અહુરાને ગમતાજ હું કામ કરી શકીશ. જમીન ઉપર તું મવકકલ છે, અને સઘળી હાજતો ત્હારાથી બર થાય છે. કયાન, અને અએરપદીની જે બે ખોરેહ છે, તેની બરકત ત્હારાથી છે. ત્હારી એ ખુરેહ ફ્રષો ગર્દના વખત સુધી પમરતી રહો !

**મીનો માહરેસ્પંદ.** રોજ ઓગણત્રીસમો.

"**અશો કુલ મુરાદો**" આપેજ તું!
પામું "ઇલ્મ્યત ને જ્ઞાન" હું.

"આસ્ને ખેરહ"–તો તુંજ આપશે,
તુંથીજ "ગોશો-સરૂદ" ચાખશે.
"મનશની મને મુજ" તું ભરશે,
"મુખમાં ગવશ્ની" બી તું ધરશે.
"કુનશની કરાવી" દે બહેતરી,
એવીજ ન્યારી તુંજ "રહેબરી"
શરીર તું ટકાવે ભલા હાલમાં,
"રવાનને ખિલાવે એક બાલમાં"
પહોંચે ને "આખર બહેસ્તે" ખરે,
અંતકાળ ટક તે ખુશનુદ કરે.
ફીદા તું ઉપર, ત્યાં તું "પાસ્બાન,"
બને તું "ખરો દોસ્ત મારેસપાન"!
તનો મનમાં તું શરીક સમ વસે,
"ગરોથમાનમાં, તું લઇ ને જશે".
ભલી દીનનો તું ફેલાવ કરે.
"નેકીનો ફાયદો" આપી ફરે.
ત્હારી દુવાથી જઇશ "અહુર" પાસ,
એવીજ દિલે ખરી મુંજ આસ.
"મારેસ્પંદ! મિત" શિક્ષણુ તું, દે!
મ્હારૂં તું રક્ષણુ "સદાકાળ" લે!
"દીનની જે વૃદ્ધિ" કરે ખેરખ્વાહ,
ખુશાલી ભરેલી રહે તે જગા.
દીન કાજ આફ્રીન ઇજરને કરે,
સદાકાળ માટે તે શાન્તિ ભરે.
ભણો કોઇ હરરોજ દીની કલામ,"
તેનેજ દીયે "અહુરા સલામ".

ઓ મીનો માહરેસ્પંદ, તું અમને જ્ઞાન, અને ઇલ્મ આપનાર છે. મ્હારા મનમાં મનસની યાને નેક વિચાર, મુખમાં ગવસ્ની યાને રાસ્ત બોલવુ, તથા હાથ વડે કુનસ્ની, યાને નેક કામ કરાવવાની શકિત તુંજ આપશે. શરીરને ટકાવી, મ્હારૂ એકબાલ વધારી આપનાર તુંજ સાહેબ છે. જેના ઉપર તું ફીદા છે, તેનો તું ખરેખરો રાહબર દોસ્ત છે, નેકીનો ફાયદો, અને ભલી દીનનો ફેલાવો

પણ ત્હારાથીજ છે, અને તુંજ આખેર ગરોથમાનમાં લઇ જશે. જે કોઇ દીનને માટે આફ્રીન, તથા ઇજશ્ને કરે, તેને શાન્તિ છે. માટે દીનના કલામો હમેશ ભણો, કે જેથી અહુરાને સલામ કર્યા બરોબર મનની શાંતિ રહે.

**મીનો અનેરાંન.** રોજ ત્રીસમો.

**અપાર રોશની** " ના ઝળકતા નુરા!
" ગરોથમાન " પર ઓ મવકકલ શુરા!
હમેશ સુખ સાથ ફાયદો કરે,
નિરોગી ખુશાલી દમે દમ ભરે.
ગેતિમાં રહી જે " રાહ રાસ્ત " ધરે,
ચિન્વદ ઉપર તું મદદે ફરે.
ઝેરી છરી સમ તે ચિન્વદની ધાર
બને છે જ્યારે બુરો થાય પસાર.
વળી તે ગબડી જઇને પડે,
સિવાય દોજખ ન કઇબી નડે.
અષોઇ ભર્યા હોય જે તમામ,
બહેસ્તે જાય તે નેક નામ.
ભલા ઓ અમશાસ્પંદ, મદદે વધો!
નેકીમાં જાયે વખ્ત મુંજ બધો.
અરે ઓ ઇજદો મ્હાય તો કરો?
મ્હારાં તનો મન અષોઇ નિત ભરો?
જાશે **" મ્હારૂં રવાન બહેસ્તે "**
ગેતિ ગુજારૂં હું બીનદહેસ્તે.
પોહોચ્યું હું આખેર **" ગરોથમાન હુક "**
રહેવાને " અહુર પાસ " મળે રે **હુક**
હું નાચીજ કમતરને તું બચાવ!
સુધારો મહને ને સુધાર મુંજ ભાવ!
હૈડામાં આવો રે " દાદાર " જોશ,
જ્યાંથીજ **" માયાના નિકળેરે ઘોઘ. "**
**નેકીમાં રાસ્તામાં** યારી તું દે!
મ્હારી ઇજ્જતને બચાવીજ લે!

કરૂં હું તુને આખેરસમાં સલામ,
"હરમીસ" સર્વે દે મન તન તમામ.
ને ચાહે કે "જગમાં અષોઇ વધો"!
અને "પ્રિત તાલો" બધે બધ બધો?

એ મીનો અનેરાન, ત્હારૂ નુર ઝળકતું છે, જેઓ ગતિમાં રાસ્તીની રાહે ચાલે. તેઓ ચિન્વદ પસાર કરતાં ત્હારી દાદ મેળવે અને દમે દમે ખુશાલી પામે. આ ચિન્વદની ઝેરી છરી ઉપર બુરા વિચારના આત્મા કદી પસાર થઇ શકે નહીં. ઓ અનેરાન, તમો મ્હને સ્હાય થાવો, અષોઇ ભરો, મ્હારૂ રવાન બીનદહેસ્તે, પસાર થઈ બહેસ્તમાં જાય, મ્હારા હુંડે દાદાર માટે જોશ આપો, મ્હારી ઇઝદ બચાવી લેવો. નેકીમા રાસ્તીમા, તું મ્હને યારી આપ! જગતમાં અષોઇ અને પ્રિતનો વધારો થાવો!

**"બેરેજો" ઇઝદ. ફરેસ્તો એકત્રીસમો.**

"બુલંદી રવાનોની" બક્ષનાર તું!
પનાહ હર મકાનોમાં દેનાર તું!
"**અવસ્તાના માથ**" ભણે તુંજ કાજ,
કાપે ગુનાહ તે ને રાખેછ લાજ.
વળી તન તાકાત ને જોર પુર,
આપે "**બેરેજો ખરેખર શુર**".
બુલંદી નસીબીની બક્ષેજ તું,
દુખી જીગર હોય રક્ષેજ તું.
મદદ તું દીયે છે ખરેખર અગર,
જીંદગીને રાખે તું ડાઘ વગર.
મ્હારી ઉમ્મરમાં અષોઇ તુ ભરે,
**ખરેખર બુલંદ તું** ખરેખર ખરે!
આબ સાથ તેજી તને આપનાર!
**સાફ સફાઇ ને સુખ સાંધનાર!**
નમો રે તમો આ "**બુલંદ બરેજો**"
**સદા** કાળ **સુખી** તમેજ ઠરશો!

એ બેરેજો-તુ રવાનની બુલંદી વધારીને, પનાહ આપે છે. જેઓ અવસ્તા માંથ્ર ભણે છે, તેઓનો ગુનાહ કાપે છે. તાકાત અને

જોર આપે છે. દુખી જીગરને સુખ બક્ષે છે. જીંદગીને વગર ડાઘે તું રાખે છે. તનમા તેજી અને સફાઇનું સુખ તું આપે છે. નમો ઓ નર અને નારીઓ, કે બેરજો, વસુને આ ગેતિમાં સુખી રાખે!

## હોમ ઈઝદ. ફરેસ્તો બત્રીસમો.

ઉમંગ અને હોંશને તું આપ "હોમ"!
"દિલને," મનમાં તું આપ જોમ.
પ્રકાશ દે અજબ, ને તે સાથ નૂર,
"મીનોમાં જવા" ને તું આપ સુર
શકિત ભરી ત્હારી દાનાઇમાં,
એલમ અને બહુ "તેજ જ્ઞાનમાં"
સુરખી વળી તું દીયે મુંજ તન,
જેથી રહે શાન્ત મ્હારૂંજ મન.
ચાહું ભલું તે તું આપ તુરત,
"અષોઇ" ધરવાજ બક્ષો સુરત.
રહેબર તું એક વધારો ભરે
સૌથી સરસ રસ ઉરવાન ભરે.
કુલ વિપતો ને બાજુ ધરે,
બચ્ચાંઓ આપીને, તું "ઘર ભરે."
"ચારી, પનાહી" બી તું આપશે,
ત્હારી દુવાથીજ ફળ ચાખશે.
ટકાવે વધુ ને વધુ આ પ્રાણ,
આપે મનોમાંજ ભારી સ્યાન.
તનનેજ તાકાત તું આપનાર,
આત્માને ઊંચી જગે રાખનાર!
દફે દુર કરે તું દરૂજો હઝાર!
મ્હારી તું હિમ્મત, ને ફતેહ વધાર!
**ઓ "હોમ"! આપો મિનોઇની હિમ્મત,**
**થાય અનંત કાળમાં કિમ્મત.**

દિલ અને મનમાં, જોશ અને ઉમંગ આપે છે. ઓ પાક હોમ ઇઝદ! મિનોઇમા જવા પ્રકાશ આપે છે. જ્ઞાનમાં શકિત આપે છે, મ્હારા મનને શાન્તિ દીયે છે. કુલ વિપતોને દુર કરે છે,

ઘર બચ્ચાંઓથી ભરપુર કરે છે. ઉરવાનનો રહેબર છે. યારી અને પનાહનો આપનાર છે. રૂડા ફળ ચખાડનાર છે. તાકાત આપી આત્માને ઉચ ભાનમાં લઈ જાયેછે. મ્હારી તુ હિમ્મત સાથ ફતેહ વધાર! ઓ હોમ, તું મિનોઇની હિમ્મત આપ, કે આખેરના વખ્તે મ્હારી કિમ્મત થાય.

**દહુમ.** ૩૩ મો તુરી શીરેસ્તો.

દુવાનો દેનાર યઝદ દહુમ,
કર તું અમારા ઉપર રે રહમ!
વિચારો બુલંદના પ્રવાહ ભરે,
ગુનાહથી નિરાળુંજ તું તન કરે.
વળી અનુઓનો, પાસબાન છે.
એવો ખરે તું મેહેરબાન છે.
ખરેખર રવાનો ખુશાલી ધરે,
સહેલથી "ચિન્વદ પુલ" પર ફરે.
નિગેહબાન થા **દહુમ નેક દોસ્ત,**"
ખુશબકતને ખિલતો કર હોંશ!
"**મિનોઇનું ડહાપણ**" તું તો દીયે,
અમો કાજ ક્વી તું દાજ લીયે.
અરે ઓ "**દહુમ**"! તું રહમ કર રહમ!
જેથીજ ખિલતું રહે આ કરમ.
સ્પિતામા જરથુસ્ત્રનો આ ધરમ,
બનાવે અષોઇ સાથ હૈડું નરમ!
ફીદા હું ધર્મ પર રે લાખ વાર,
"**દહુમ ઓ ભલા તું**" રાખ ઓસ્તવાર!

ઓ દહુમ, તું દુવાનો દેનાર છે, અમારા પર રહમ કર! બુલંદ વિચારનો પ્રવાહ આપી, તનને નિરાળુ રાખે છે. અમારો પાસબાન છે રવાનને ખુશાલી ભરી ચિન્વદ ઉપરથી પસાર કરાવે છે. અમારી દાઝ લઇ, અમોને મિનોઈનું ડહાપણ બક્ષે છે. સ્પીતામા જરથુસ્ત્રનો આ ધરમ અષોઈ સાથ આ હૈડાને નરમ બનાવે છે. એજ ધરમ ઉપર હું લાખ લાખ વાર ફીદા છું અને ઓ દહમ તેમાં તું મને ઓસ્તવારી આપ! એજ. આમીન! આમીન! આમીન!



# આખેરના બે બોલ.

પ્રિય વાંચનાર! પ્રિય હમદીન સપુતો, અને સપુત્રીઓ! આ સાથે, "**માહુરી માજહયસ્‌ની મુનાજાત**" યાને તેત્રીશ ફીરેસ્તાઓનું પ્રાબલ્ય પુરૂં કર્યું છે. એ માટે જેઓએ ભણુતરનાં લેખ માંહેથી તાત્રીલ પુરી પાડી તે માટે આભાર માન્ય કરૂં છું, જે માટે પ્રથમ પ્રકાશ કરતાં હું લખી ગયો છું. છતાં મ્હારા હૈડામાં હલતા જે ભાવો તૈયાર છે, તે લખવા આંચકી લેવશ નહી. ગમે તે લખો, યા વાંચો, યા બોલો, એ દરેક સર્વની મતિને આધીન છે. તેમ જે કાંઇ અસલ લેખો માંહેથી વિદ્વાનોએ અર્થ કયા છે, અને કરશે, તે પણ, તેઓની મતિના અને તેમને મળતી આસપાસની સહાદતો ઉપરથીજ થાય છે. ત્યારે જે સહાદતો મળે છે, અને મળી હશે, તે પણ અસલ મતિ ઉપરથીજ, પાછી થઇ છે, તો તેમ કરતાં, આ મ્હાન અનદીઠાં "**મિનો ઇજ્‌દો, અને અમશાસ્પંદો**" માટે જે આપણે લખી ગયા, તે લખતાં હજી ઘણુબી આપણે ન વર્ણન કર્યું હોય, એ પણ સંભવિતબાબદ છે. તેટલા માટે, તે દરેક ફીરેસ્તાઓની શકિતઓ ઉપર પુરેપુરૂં આપણે અજવાળું પાડતાં કશી પણ ભૂલો થઇ ગઇ હોય, તે માટે સઘળી પેદાયશો સમક્ષ, સઘળી વાંચક વર્ગની આલમ સમક્ષ, હું બે હાથ જોડી તે "**મ્હાન કવિ કારસાજ કીરતાર**" થી ક્ષમા ચાહું છું. વળી એમ પણ ક્ષમા ચાહું છું કે રખે કોઇના મનમાં વિચાર આવે, કે "દરરોજના વિસ્તારમાં, આ મોનાજાતોજ વાંચવી અને બીજી ન વાંચવી."–ના તેમ કદી કરવુંજ નહી. આપણા દીન ધર્મના ઝંદ અવસ્તાના નિયમો મુજબનીજ પ્રાર્થના કરવી.

તેના કોઇને ન સમજ પડતા સ્તોત ઉપર "યકીનની આસ્થા" શાખી, તે ભણુતર રોજ ભણવું, હર સીતારા માટે ભણવું, યોગ્ય રીતે ભણવું, છતાં તે માંહેથી ફારેગ થતાં, કાંઇ સાર રૂપ મેળવવું હોય તોજ, આ અદના લેખમાં કાંઇ નઝર ફેંકવી.

ઇનિસાન માત્ર ખાકથી પેદા થયલું, તો તેની દ્રષ્ટિ, ખાકની બહુજ નજદીક રહે છે, કારણ કે, તે ત્યાંથીજ પેદા થયલું છે, માટેજ, તે વિચાર ઘણોજ મહાન છે. કારણ કે, ગેતિમાં લપેટાઇ આપણી એકલપેટાઇ ધીમે ધીમે આપણે મેળી દેવાની છે, અસ મોટી યૈક્યતામાં આપણી ફ્રવષીને ભેલી દેવાની છે, અને તે ખિલવવા માટે, આ ફીરેસ્તાઓની રાહબરી આપણને આપી છે, જેમાં પહેલી નઝર, આપણુ "બેહમન યાને અક્કલના ભંડાર" ઉપર ધરીશું. ગમે તે માર્ગે દોડી શકશો કોઇ મના કરશે નહી, કારણ કે, મન" તમને તે ચલાવવા આપ્યુંજ છે. સત માર્ગે ચાલો, હઠ કરી ત્યાંના ત્યાં રહો, ધર્મ ઉપર આસ્થા શાખી ધર્મ-માર્ગ અખત્યાર કરો, કર્મ ઉપર કસોટી" કરી, તેપર અમલ રાખો, પણ આખેર, તે સઘળાને સહેલો કરતો માર્ગ તે "જ્ઞાન માર્ગ'' છે, અને તે માર્ગ, અહૂરાનો પહેલો શિષ્ય તે "બેહમન અમસાસ્પંદ" છે.

જ્યારે અજ્ઞાનતાના માર્ગપર રહી મૌજ મારીયે છીયે, ત્યારે, ઘરથી બહાર વેગળું જઇ પડવામાં સુખ માન્યે છીયે, પણ જ્યારે "જ્ઞાન માર્ગ" ઉપર "મન" ને રાખીશું, ત્યારે, તે જ્ઞાનમાર્ગથી આપણા હૈડાંની હદમાં, કેવો આનંદ વ્યાપે છે તે અનુભવ, જેઓ મેળવે છે, તેઓજ તે જાણી શકે છે.

આપણે વારેવારે સમાગમમાં આવતાં, ઘણીકવાર આપણા મનને ન રૂચતું જોઇશું, પણ તે જોતાંજ ઉસ્કેરાઇ ન જતાં, ધીરજથી થોભીશું, તો, એજ ખ્યાલ કરીશું કે "**જે તમને દેખાય છે, તે બીજાને નથીજ દેખાતું.**" જે બીજાને સુજે છે, તે તમારાથી નથી પુજાતું, પણ એ બધાંનો ફેસલો આખેર થશેજ, અને તે ફકત **જ્ઞાન માર્ગેજ, જે બહેમન અમેશાસ્પંદના બળથીજ થશે,** તે માટે, તેમની પાછળ આવતા **મહા બળ તેજસ્વી ગુરો આતષ છે,** જે તમોને **ઝેન, અને અગ્નિ અને ઉલટનો જોશ આપી,** તમારા **આગળ વધતા હોંશને ઝળકદાર કરતો** રહેશે, અને **બહેમનના ભવ્ય જ્ઞાનના** કિરણો **તરફ પોંહોંચાડતો રહેશેજ. આવી ભલી ઝેન તરફ, આવાં જ્ઞાન માર્ગના સ્થંભ તરફ,** આવી **અપાર** ગતિ સુધી લડત **કરવાના બળનો ફળ મેળવી આપનાર** કોણ? કોણ? બીરાદરો બોલો? કોણ? સાથે બોલીશું, તો **ઐકયતાનો મસ મોટો નાદ, આખ્ખી બાકી રહેલી માજદીયસ્ની જરથોસ્તી ટોળી તરફથી** નિકળશે, **તો તે નાદ, તે અવાજ, "સ્પીતામા જરથુસ્ત્રના પવિત્ર નામનોજ** થશે. **તેજ, તેજ, અને તેજ ભલા નેક પાક પવિત્ર અષો** જરથોસ્તા, મ્હરી દ્રષ્ટિથી ન ખ્યાલી શકાય એવા **ઝળકતા અહુરાના ખાસ પેગામબરાએ** આપણને આ રાહ બતાવી છે, જે **સ્વર્ગમાં ાસવારવાની ચાવી છે. શું** ટુંક નજરમાં, અજ્ઞાનતાને, ધર્મમાં મર્મ ન દેખાયો, માટે મર્મ નથી? દ્રષ્ટિ સંકોચાયલી, તે બોહલો વિસ્તાર કદી જોઇ શકે? જન્મથી કાનની શકિત ખોઇ દીધી હોય તે સંગિતના સરોદની શી

**સરખામણી કરી શકે?** છતાં કો ન માને તો આપણે જાણ્યેજ છીયે કે "હઠ" કેવો ગુણ છે?

જો કમતરીના **સાદા અને સામાન્ય** ખ્યાલના લેખો વાંચનારને મૌજ આપતા હોય, તો તે તેમનીજ **ઉંચી મતિની નિશાણ છે,** કારણ કે સાદા શબ્દોમાં પોતાની **ઉંચ મતિથી** કાંઇ **રૂડા અને ઉંચા ખ્યાલ** લેતા હશે.

**માજદીયસ્નની** દીનનો **નાદ "સદા કાળ"** યાદ રહો!

સેવટે રાજ્ય પતિને, **સંસારના** પિતા માતૃજીને, બ્હેનભાઇઓ, ને સગાં **સ્નેહીઓને** *શો—ગર્દનો માર્ગ મળે, એમ ચાહી, આમીન કરતાં,

હું છું તાબેદાર કર્તા,

**"હરમીસ"**

**Dealers in most**

*Reliable Motor Accessories :—*

DUNLOP
MICHELIUN & PALMER
TYRES & TUBES,

Charges Moderate.

Grant Road

**THE GLOBE PATROLEUM Co.**

Gowalia Tank Road.

Guarranteed

*Valcanizing Work*.

done by

H. F. Process.

Our aims
Prompt
attention
Genuine
Materials
&
Moderate Rates.

*Vaccum oil* and *Petrol* always to be had, or sent to orders.

Manager. { **The Globe Patroleum Co.**

Gawalia Tank,

Bombay.

# "ડોન ફોતોગ્રાફીક સ્ટુડીઓ."

## ફોટોગ્રાફીક આર્ટનો નાદર હુન્નર કરી બતા

## ઉચું ખાતું.

આજ "નવ વર્ષ"થી સ્થાપવામાં આવેલા તલાવ આગલના "ડોન" સ્ટુડીઓમાં, ફોટોગ્રાફીક કા નાદર રીતે કરવામાં આવે છે તેમજ ખાસ "આ ટાઈપ" પ્રિનતીંગ પ્રોશેસથી પીકચરો છાપવામાં આવે

ફોટોગ્રાફીના હુન્નરમાં સમજદાર, તેમજ બીજા અનુ દરેક સલાહ અતિ નમનતાઈ સાથ પુરી પાડવામાં અને આવશે, નાની, જુની સબીઓ ઉપરથી ઘણાજ એનલાર્જમેન્ટો કરી આપવામાં ખાસ ધ્યાન આપવામાં

ઉપરાંત પીકચરોને અનુસરણી ફ્રેમો બનાવવા જાતની ઓકની ફ્રેમો તૈયાર છે. એક પોસ્ટ-કાર્ડ મ બેઠા ફ્રેમના નમુના મોકલી ફ્રેમના ઓરડર લેવા તૈયાર

હમારે ત્યાં "હારમોન્યમ" બનાવવામાં આ હીંદી રૂતુને અનુસરતા તેમજ મધુર અવાજના ખ કરવામાં આવે છે.

જૂના હારમોન્યમને રીપેર કરવાનું કામ ઘણાજ ભાવે તેમજ ખાત્રીદાર માલ મસાલો વાપરી બનાવ્યે

"ડોન" સ્ટુડીઓના હુન્નરની ચિત્રમાળા ટક ગુમાવશો નહીં.

હારમોન્યમ, તથા પીઆનો કમીશનથી વેચાવી

"ડોન"
ફોટોગ્રાફીક સ્ટુડીએ
ગોવાલીયા ટેન્ક-